# शामळसतशाई.

गुजरात वर्नाक्युलर सोसाईटीना शेक्रेटरी

मेहेरबान

टी, बी, करटीस साहेबना हुकमथी

शामळकविना ६८ ग्रंथो उपरथी

सोसाइटीना मददगार नोकर क. दलपतराम

डाह्याभाईए बनावी.

***********

आवृत्ति बीजी.

***********

अमदावाद मध्ये.

मामानी हवेलीमां अ. यु. प्री. अ. ज. ए.

कं. ना छापखानामां

रणछोडलाल गंगारामे छापी.

इसवीशन १८८० संवत् १९३७.

किंमत पांच आना.

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષાના કવિયોમાં ધુરંધર કવિયો પ્રેમાનંદ ભટ, અને શામળભટ, એ બે થયેલા છે.

મહાકવિ કાળીદાસે જેમ પુરાણમાંથી વાતો લઇને રઘુવંશ કાવ્ય, તથા શાકુંતલ નાટક આદિક ગ્રંથો રચ્યા. તેમજ એ બે કવિયોએ પણ સંસ્કૃત ગ્રંથોમાંથી કેટલાએક વિષયો ઉપર ખુબ વિસ્તારીને વરણન કરી, ગ્રંથો રચ્યા છે. તેમાં એટલોતો રસ મુક્યો છે, કે સંસ્કૃતમાં લખેલી અશલ બાબત તેના આગળ ફીકી લાગે છે.

ભાગવતમાંનુ ઓખાહરણ, અને પ્રેમાનંદકૃત ગુજરાતી ઓખાહરણ જેણે સાંભળ્યું હશે તેની એ વિષે ખાતરી થઈ હશે.

તેમજ મહાભારતમાંથી વિષય લઇને, મહાકવિ કાળિદાસે શાકુંતલ નાટક કર્યું છે, તે અને શામળકૃત મદનમોહનાંની વાર્તા, વાંચી હશે; તેની ખાતરી થઈ હશે. શામળે એક ઠેકાણે લખ્યું છે, કે "કથ્યું કથે તે શેનો કવી; શિખો વાત તે શેની નવી" મતલબ કે, કોઇની કહેલી વાત કહી દેખાડે, તે કવિ શેનો કહેવાય? ત્યારે તે કવિયે કોઈની કહેલીજ વાત કહી નથી; પણ જુની વાતોમાં પોતાની અક્કલ ભેળવીને વિસ્તારીને વાતો રચી છે.

તેનું કારણ એવું જણાય છે, કે જુનાં નામ, અને જુની વાતોને લોકો માન આપતા હતા. માટે વાતોમાં જુનાં નામ તેઓએ રાખ્યાંછે. તથા જુની વાતો લીધી છે.

અને પદમાવતી આદિકની કેટલી એક વાતો નવાં કલ્પિત નામથી તથા કલ્પિત વિષયોથી પણ રચી છે; સિંહાસન બત્રીશી સંસ્કૃત ઉપરથી હિંદીભાષામાં, મરાઠીમાં, અને ગુજરાતી ગદ્યમાં તર્જુમા થયા છે. તે ગુજરાતી, બાજીભાઈ અમીચંદના છાપખાનામાં ઇસ્વી ૧૮૫૨ માં છપાઈ છે તે બત્રીશ વાતોનાં ફક્ત ૯૫ પૃષ્ટ છે. અને શામળે પુતળીઓનાં નામ પણ નવાં કલ્પિત, અને વાતો પણ કેટલી એક કલ્પિત રચીને "બત્રીશ પુતળીઓની વાતો" એવું નામ રાખીને એકેકો વાર્તા ૨૫૦, કે ૧૨૦ પૃષ્ટથી પણ વધારે કદની રચી છે. શામળની

કવિતા, કવિતાના સમુદ્ર જેવી છે તેમાંથી ઘણા વિષયો મળી શકે છે.

સરકારી નિશાળોને વાસ્તે વાંચનની સાત ચોપડીઓ મેહેરબાન ટી, સી, હોપ સાહેબે રચાવી, તેમાં શામળના ગ્રંથોમાંથી નીતિ વિષેની કેટલી એક કવિતા દાખલ કરાવી. તથા કાવ્યદોહનના બે પુસ્તકોમાં શામળના સૈકડો છપા વગેરે દાખલ કર્યા. તોપણ શામળનો નીતિ ભંડાર ઉણો થયો નથી.

ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી મેહેરબાન ટી,બી, કરટીસ સાહેબના હુકમથી શામળના ૬૮ ગ્રંથોમાંથી સાહિત્યના ૭૦૦ દોહરા વીણી કાઢીને, આ "શામળ સતશાઇ" નામની ચોપડી મેં કરી. તોપણ સમજવું કે, હજી શામળનો નીતિ ભંડાર ખાલી થયો નથી. જો બીજું પુસ્તક ૭૦૦ ચોપાઇઓનુ તારવી કાઢીએ તોપણ થઇ શકે.

જેમ ભર્તૃશતક ત્રણ પ્રકારનાં છે. શણગારશતક, વૈરાગ્યશતક, અને નીતિશતક. તેમજ શામળના ગ્રંથોમાંથી શણગારસતશાઇ, અલંકારસતશાઈ, વગેરે જે કાઢવા ચાહીએ તે નીકળી શકે. તથા નવેરસનાં નવ પ્રકરણ જુદાં તારવી કાઢીએ તો નીકળે.

૭૦૦ દોહરા કાઢવાનુ કારણ એ છે કે, બિહારીદાસે સાતસેં દોહાની બિહારી સતશાઈ રચી છે. વૃંદ કવિએ વૃંદસતશાઈ, તુલસીદાસે તુલસી સતશાઈ, અને દયારામે દયારામ સતશાઇ રચી છે. એ રીતે હિંદુસ્તાનના કેટલા એક કવિયોયે એક એક સતશાઈ રચેલી છે માટે શામળના ગ્રંથો ઉપરથી મેં પણ સાતસેં દોહરા લઇને આ "શામળ સતશાઇ" નામ રાખ્યું છે. મડાપચીશીની વાતમાં છેવટ બત્રીશ પુતળીઓની વાતોનો અનુક્રમ લખેલો છે. તે પ્રમાણે અનુક્રમે વાતો ૩૨, તે શિવાય વાતો ૬, તથા સુડા બહોતેરીમાંની વીશ વાતો મળી છે એ રીતે કુલ ૬૮ વાર્તાઓમાંથી આ દોહરા કાઢ્યા છે. અને જે જે વાર્તામાંથી જે દોહરો લીધો છે, તે વાતનો આંક દોહરાને પડખે લખ્યો છે.

ઉપર લખેલા ૬૮ ગ્રંથો ગુ૦ વ૦ સોસાઇટીમાં છે, બાકીના હજી મળ્યા નથી. પ્રશ્નોત્તર ખંડનુ મોટું પુસ્તક અમદાવાદમાં છે; પણ સોસાઇટીમાં તેની નકલ નથી.

શામળકૃત શૂડાબહોતેરીનો સાર એછે કે, વેગમાં આવેલાં માણસને

એકદમ શીખામણ દેવા જાય તેનુ મોત થાય. માટે પ્રથમ તો તેને ગમતી વાત કહીને, તેની સાથે મિત્રતા કરીને, જુક્તિથી તેને કુમાર્ગે જતાં અટકાવવું. શામળ કહેછે કે—

દોહરો.

ચાળણિ થોથાં રાખીને, કાઢી નાંખે સાર;
સુપડું સારજ સંગ્રહે, છાંડે માંહિથી છાર. ૧

માટે શામળની કવિતા વાંચીને સુપડાના જેવો ગુણ સજ્જનોએ રાખવો જોઇએ.

મડાપચીશીમાં લખે છે કે, સંવત ૧૭૭૭ માં બત્રીશ પુતળીઓની વાતો રચવા માંડી, તે પંચાશિયામાં એટલે આઠ વર્ષમાં પૂરી કરી.

મદનમોહનાંની વાતમાં લખેછે કે, શામળના પિતાનુ નામ વીરેશ્વર, માતા આનંદબાઈ, મોટા ભાઇનુ નામ લાલો, અને શામળના પુત્રનુ નામ પુરૂષોત્તમ હતું. તે શામળ શિવમાર્ગી હતો. અને તેને કવિતાના નિયમ શીખવનાર ગુરૂનુ નામ નહાનાભટ હતું. શામળ અમદાવાદના વેગનપર નામના પરામાં રહેતો હતો; તેની કીર્તિ સાંભળીને માતર પ્રગણાના સુંઝ ગામના રખીદાસ પટેલે તેને તેડાવીને નિરંતર પોતાની પાસે રાખીને ગ્રંથો રચાવ્યા.

શામળે રખીદાસને ગુજરાતનો ભોજ કહ્યો છે, તે યોગ્ય છે. જેમ સંસ્કૃત કવિતાનો વધારો ભોજ રાજાએ કરાવ્યો હતો. તેમ રખીદાસ શિવાય કોઇએ ગુજરાતી ભાષાની કવિતાનો એટલો વધારો કરાવ્યો નથી. માટે તે વખતના મોટા મોટા ગુજરાતી રાજાઓને કોઈ ઓળખતું નથી. અને રખીદાસનુ નામ આખી ગુજરાતમાં ગામેગામ ઘણાં વર્ષ સુધી પ્રખ્યાત રહેશે. એવા પુરૂષનો અવતાર ધન્ય છે.

कवित.

પ્રથીરાજ રાસા થકી પડે છે પીછાન જે,
ચુહાણ પ્રથીરાજને વડા કવિ વખાણતા;
ભૂપ ભોજરાજ આજ સુધી ભોજ પ્રબંધથી,
દીશી આવેછે જે એને પંડિતો પ્રમાણતા;

આખા હિંદુસ્તાનમાં તો એવા એવા હતા નર,
ઉદારતા એની લોકો અંતરમાં આણતા;
ગુજરાતે તો જનમ્યો હતો રખીદાસ, બીજા—
જનમ્યા ન જનમ્યા તે અમે નથી જાણતા. ૧

જે કઠણ શબ્દોના અર્થ કાવ્યદોહનના પુસ્તકોમાં લખેલા છે, તે શબ્દોના અર્થ સિવાય બીજા કઠણ શબ્દોના અર્થ આ પુસ્તકમાં ટીકા રૂપે લખ્યા છે.

---

## જે વાર્તામાંથી આ દોહરા લીધાછે તેનો અનુક્રમ.



કુળ ગ્રંથ ૬૮

આ ગ્રંથ પૂરો થયા પછી સામળકૃત ચંદ્ર ચંદ્રાવતીની વાર્તાનુ પુસ્તક હાથ આવ્યું. માટે તેમાંથી દોહરા લેવાયા નથી. એ વાર્તા મોટી અને સરસ છે.

---

# अनुक्रमणिका.

# शामळसतशाई.

## मंगळाचरण विषे.

दोहरा.

वा. ५८ [1] सर्व रूप शिवशक्तिनां, ઇશ્વર સમળે એક;
કરે કલ્પના કાચું મન, વિદ્યાહીન વિવેક. ૧
પુરૂષ સાથ ઘડિ પ્રેમદા, શિવ સંઘાથે શક્ત;
નારાયણ નારાયણી, જેણે જાયાં જગત. ૨
એક એકથી ઉભય છે, શોભાવંત સમર્થ;
નેતિ નેતિ નિગમે કહ્યું, વાદ કરે જન વ્યર્થ. ૩
ધર્મ અધર્મ ને પાપ પુન્ય, સાચ જાુઠ નર નાર;
નિપજ્યો સાથે નિમિષમાં, વિશ્વ માંહિ વ્યવહાર. ૪

## कर्मवादी विषे. २

વા. ૩૪ કર્મે લખિયું આપણે, તે ભોગવવું સત્ય;
ઉદ્યમ આશ નહી કરૂં, મારી તો એ મત્ય. ૫
નિરંજને જે નિર્મિયું, મારે તો તે થાય;
ઉદ્યમ કરિયે અતિ ઘણો, બારે વાટે જાય. ૬
રાય રંક ઉદ્યમ કરે, કર્મતણો બહુ ફેર;
ઉદ્યમ નવ સાંધી મરે, કર્મજ તોડે તેર. ૭
મન ઉદ્યમ ઉપર ધરે, સંભાળે નહિ ધર્મ;
પણ ઉદ્યમ ત્યારે ફળે, જ્યારે ઉઘડે કર્મ. ૮
ઉદ્યમ કરે અતી ઘણો, કૂડ કપટ કહેવાય;
કર્મ નહોયે પાધરૂં, આટાલૂણે જાય. ૯
હોય કુરૂપ કુલક્ષણો, કાયર કૂડો હોય;
હોય કરમ જો પાધરૂં, તેને વશ સહુ કોય. ૧૦
શુભ સ્વરૂપ વિદ્યા ઘણી, દીસે રૂડો દેહ;
કર્મ આગળે કરગરે, તેમાં નહિ સંદેહ. ૧૧
ત્રણ ત્રણ તરવારો ધરે, હોય ધુર સુજાણ;

---

[1] પ્રથમ કર્મવાદીના વિચાર જણાવીને, પછી કર્મનું ખંડન કરીને ઉદ્યમને વખાણ્યો છે.

ખોળે ચાકરિ કર્મની, પૂરણ પ્રીત પ્રમાણ. ૧૨
અગમ નિગમ જોતિષ ભણે, વિદ્યા સિદ્ધજ હોય;
તે જાચે જઈ કર્મને, જુગત્ય કરીને જોય. ૧૩
કર્મ તણી ગતિ અવનવી, નિર્ધનિયાં ધન હોય;
કર્મકરે જે કામ તે, ન કરે બીજાું કોય. ૧૪

## उद्यम विषे. ३

એલ મૂર્ખ વાતો ઘણી, ગત્ય ગઈ ઘેલા મૂઢ;
અવગો જે ઉદ્યમ કરે, પામે પીડા પ્રૌઢ. ૧૫
ઉદ્યમ કરતા નિરખિયા, રાંક અને વળી રાય;
કોણ રહ્યો એવું કહી, કર્મ કરે તે થાય. ૧૬
ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સઉથી આપ;
કર્મ બિચારૂં શું કરે, ઉદ્યમ પૂર્ણ પ્રતાપ. ૧૭
નર નારી પ્રીતે વરે, કરે કર્મશું કામ;
ઉદ્યમથી સૃષ્ટી નભે, જો જો ઠામો ઠામ. ૧૮
ઉછેરે ગજ ઘોડલા, ધોરી ધવળ સમર્થ;
ખરિદદાર ખોળે ખરો, જે કો આપે અર્થ. ૧૯
સૂરજ ચંદ્ર નવેગ્રહો, દાનવ દેવ અનેક;
કર્મ ઉપર કો નવ રહે, જુવો કરી વિવેક. ૨૦
મુંગો તે બોલે નહીં, પંગૂ તે ન–પળાય;
બાકી સઉ ઉદ્યમ કરે, કર્યા પ્રમાણે ખાય. ૨૧

ચોપાઈ.

"બ્રાહ્મણને આવે છોકરો, કહેશે નીશાળે મોકલો;"
"ઉદ્યમ કરિને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે."
"બીજા જે અષ્ટાદસ વરણ, કુળ કુળનાં જેવાં આચરણ;"
"તે જન તેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનૂ ભરે"
"લોહ પથર ચકમક જે જાગ્ય, મથ્યા વિના ન પડે કદિ આગ્ય;"
"થાળીમાં પિરસે છે અન્ન, જોયે તૃપ્ત ન થાયજ તંન."
"વાસણ ચૂલા આગળ અડે, ઉદ્યમ વણ ઉપર નવ ચડે;"
"તાંબુળ બીડાં હોયે સંગ, વણ આરોગ્યે નાવે રંગ."
"આયુધ કરમાંહી જો ધરે, માર્યા વણ શત્રૂ નવ મરે;"
"દવાત, લેખણ, કાગળ હાથ, મૂકી છાંડો દિન ને રાત્ય."
"લખ્યા વિના અક્ષર ન લખાય, ઉદ્યમ પાખે કેમ ભણાય;"

"કથા પુરાણ અને વળી વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ."
"ત્યારે સહુને જાણજ થયાં, ઉદ્યમ કરી કથાંતર કહ્યાં."

દોહરા.

પંડીત છો સહુ પાંચસેં, આવ્યા ઉદ્યમ કાજ;
જેહ વખાણે કર્મને, કરે રાવણું ત્યાજ. ૨૧

રાય વખાણે કર્મને, તો ભલે સંસાર;
ઉદ્યમ વિણ ચાલે નહીં, જેને સરજ્યો આહાર. ૨૨

ચાકર કરેછે ચાકરી, રાય કરેછે રાજ;
પુરાણ વાંચે પંડિતો, એ ઉદ્યમને કાજ. ૨૩

કર્મવાદિ કોઇક પુરૂષ, પડ્યો તે અર્ણવ નીરે;
કર્મે પાર પડે નહીં, ઉદ્યમે પામે તીર. ૨૪

કર્મવાદિ દુખિયો થયો, વ્યાપ વપૂમાં રોગ;
ઉદ્યમથી ઓષડ કરે, પામે સુખ સંજોગ. ૨૫

દંડ ન દેશો ચોરને, શુભ નહિ કહેશો શાહ;
સ્વર્ગ મટામટ સહુ રહો, રંક અને રાજાહ. ૨૬

કામ તજો સહુ કુળતણાં, તજો ઉદ્યમ એ જાગ્ય;
કર્મ ઉપર બેશી રહો, તો હું લાગું પાગ. ૨૭

હય હાથી નવ પાખરો, સંભાળો નહિ ગામ;
કર્મ હશે તો પામશો, ઉદ્યમનૂં શૂં કામ. ૨૮

ઉદ્યમ હોય અતી ઘણો, કર્મ અલેખે થાય;
ઉદ્યમ વિણ આદર કશો, શિદ સહુ ધનને ધાય. ૨૯

## લોભ વિષે. ૪

વા. ૩૪ લોભી જાએ લોભમાં, જાણે પાકું વહાણ;
સહુકો સાચું જાણજો, ત્રાંસે લોભે હાણ. ૩૦

લોભે પ્રીત ઘટે ઘણી, લોભે નહિ વેહેવાર;
લોભે લાજ રહે નહીં, લોભીનો નહિ કાર. ૩૧

આ અવનીમાં અવતરે, કાં નર નેં કાં નાર;
લક્ષણ થોડું લોભનૂ, તે જીને સંસાર. ૩૨

વા. ૨૯ માયા કેરૂં માપલું, ક્યમે ન પૂરૂં થાય;
જ્યમ જ્યમ માંહિ ઉમેરિએ, ત્યમ ત્યમ હેઠું જાય. ૩૩

લોભ રૂપિ આ લોકમાં, કૃત કર્તારે કૂપ;
પૂરૂં કોનું નવ થયું, કાં ભિક્ષૂક કાં ભૂપ. ૩૪

વા. ૩૨ અનેક લેકો લોભિયા, લોભી સહુ સંસાર;
પણ શામળ કહે સર્વથી, લોભી દ્વિજ ને નાર. ૩૫
વા. ૪૯ શિયાળ જાતે લોભિયું, લાલચમાં બહુ લીન;
માંસ મુકી તટ ઉપરે, મુખમાં લીધું મીન. ૩૬
ત્યાં શીંચાણો ઉડતો, પ્રીતે આવ્યો પાસ;
માંસ ગ્રહીને ચાંચમાં, ઉડી ગયો આકાસ. ૩૭
શિયાળ લેવા સુંઢિયું[1], તરફડતું તું તીર;
મુખથી પડિયું માછલું, નાશી પેઠું નીર. ૩૮
શિયાળ આંખ ચોળી રહ્યું, થયુ દામણું દીન;
એશિયાળું ઉભું રહ્યું, જળમાં પેઠું મીન. ૩૯
બેર બેરરે મૂરખા, બુદ્ધીતારી બાળ;
જખ મારી બહુ લોભથી, શાંભળ તું શિયાળ. ૪૦
માંસ ખાઈ બેશી રહેત, તો તુજ પેટ ભરાત;
તાકત નહિ જો મછને, તો તું સુખીયો થાત. ૪૧
અર્ધ મળે આજીવિકા, આખાને જે ધાય;
શામા કહે શિયાળને, તુજગતિ તેની થાય. ૪૨

## संतोष विषे. ५

વા. ૬૭ આળસુ ને ઉચાટ નહિ, લોભીને નહિ સૂખ;
કાયરને હીમત નહીં, સંતોષિને ન દુઃખ. ૪૩
વા. ૫૮ ગંગા જળ સમ જળ નહીં, અન્ન સમ નહિ આધાર;
સુખ ન મળે સંતોષ સમ, શુ કહું વારંવાર. ૪૪

## पेट विषे. ६

વા. ૨૧ સહુકો મળિને સત્ય કહ્યું, વાત ન્યાયની નેટ;
સહુથી વહાલું જાણજો, પોતાનૂ જે પેટ. ૪૫
દૃઢ વિશ્વાસ મને થયો, વાહાલું પેટજ હોય;
પુત્ર મિત્ર આદિક સહૂ, પેટ સમુ નહિ કોય. ૪૬
વા. ૩૨ અન્ન વિના એકે ઘડી, રેહે ન રાજા રાંક;
સાર વસ્તુ સંસારમાં, અન્નજ આડો આંક. ૪૭
રત્ન ચાર હોય હાથમાં, ઘરે અગોચર ઠામ;
ભૂખ નભાગે તે થકી, કશું સરે નહિ કામ. ૪૮

---

[1] ગયું.

અન્ન ન પામે પ્રાણિયા, તો જીવે નહિ કોય;
પાસે બેઠી પદમણી, કો નવ સામું જોય. ૪૯
અન્ન વિના સૂઝે નહીં, પૂજા વિદ્યા પાઠ;
બિજું વખાણે બાવરા, ઠગ વિદ્યાનો ઠાઠ. ૫૦
કરણે અન્ન ન આપિયું, હેતે પામ્યો હેમ;
અન્ન આપે તે ઉધરે, પછે ઊપન્યો પ્રેમ. ૫૧
આવિ અવંત્યમાં અવસ્ય પતિ, રાજીવલોચન રામ;
પુછી કુશળતા અન્નની, પછે ઠર્યા તે ઠામ. ૫૨
અનાવૃષ્ટિ આવી પડે, હોય ઘણેરો ગર્થ;
સૌને શરિર રહે નહીં, એકે નસરે અર્થ. ૫૩
સુખ ઉત્તમ તો સ્ત્રી તણું, અવયવ ઉત્તમ શીશ;
જળ ઉત્તમ જાત્રા વિષે, અન્નજ મોટો ઈશ. ૫૪
જળ મોટું છે જગતમાં, અન્ન તણું તે બીજ;
અન્ન જળ એમ એક છે, રૂડા ને મન રીઝ. ૫૫
અન્ન જળ પછી આરાધના, રળવું કરવું કામ;
અન્ન જળથી કો અધિક નહિ, જોજો ઠામો ઠામ. ૫૬
વા. ૫૮ એક પ્રહર અન્ન નવ જમે, કશું ન સૂઝે કામ;
જપ તપ સંધ્યા ધર્મ નિમ, રહે ઠામનાં ઠામ. ૫૭
અન્ન સુધી અલખત કરે, અન્ન વિના સહુ અલ્પ;
આખી સૃષ્ટી અન્નની, કવિ કહે કોટી કલ્પ. ૫૮
હિરા ધરી હેમે જડ્યા, દેહે રાખે દર્પ;
અન્ન ન પામે એક દિન, સુખ દે જેવા સર્પ. ૫૯
ચીર પટોળાં પામરી, મશરૂ મોંઘા માલ;
અન્ન વિના અંગે અડે, કાળા જેવા કાળ. ૬૦
બરાસ કેસર કસ્તુરી, પારીજાતક ફૂલ;
અન્ન વિના એ સરવ સુખ, શરીરે સંકટ શૂળ. ૬૧
અન્ન લગી આયુષ્ય છે, અન્ન સાથે સહુ સૂખ;
અન્ન જતાં પરવારિયું, દેહે ઉપજે દુઃખ. ૬૨
વા. ૩૨ આગત સ્વાગત કોજીએ, કાં રાજા કાં રાંક;
કાં વહાલો કાં વેરિ હો, એતો આડો આંક. ૬૩
સ્વાગત કીધે સુખ અધિક, અપરમપાર અપાર;
જાણ પુરૂષ તે જાણશે, નહિ ગુણ હીણ ગમાર. ૬૪

## ધનં વિષે. ૭

વા. ૬૭ દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
હું બલિહારી દામડા, સમરથ તુંજ સદૈવ. ૬૫
દુશમન સરખા વશ કરેયા, પરનારી વશ થાય;
જેની ગાંઠે દામડા, તેને શી ચિંતાય. ૬૬
ચપળ ચકોર નેં ચાતુરી, ડાપણ બુધ્ય ને ગુઝ;
કામ મોહ, નેં વશિકરણ, એ લક્ષ્મીની સૂઝ. ૬૭
રૂપ સ્વરૂપ સહુ દામડા, સુલક્ષણો સહુ એહ;
દમડા માગે દેવ જ્યમ, દાદુર માગે મેહ. ૬૮
વા. ૫૯ કહો નહીં શું કરિ શકે, જેની ગાંઠે ગથ;
હાલ હાલ હાજર કરે, આપ ચિંતવ્યા અર્થ. ૬૯
વા. ૨૦ દામ જોડવા દોહિલા, વાવરનારને વાણ;
જાળવતાં જુગ જાય પણ, ખૂટે પળમાં ખાણ. ૭૦
દુહો, દગડ, ને દામડો, ત્રણે જોડાનો ટેક;
વંઝા ન જાણે વેદના, પ્રસવ્યા તણી વશેક. ૭૧
સો રૂપૈયા જેહને, સવાશેરની કેફ;
હોડે તે હારે નહીં, સોએ વાતે શેખ. ૭૨
સહસ્ર નગદ સજે જહાં, હસ્તી બળ એક હાથ;
લક્ષ્મી લાખ વસે જ્હાં, કોણ જિતે તે સાથ. ૭૩
વનનૂં જોબન વસંતરત, કામનિ જોબન કંથ;
મરદનું જોબન માલ ધન, ચતુર વિચારો ચંત. ૭૪
વા. ૨ ચડ્યો બોલે મુખ માહરે, મેં વરત્યું તુજ મંન;
તુંજ નથી તે બોલતો, બોલે તારૂં ધંન. ૭૫
વા. ૩ કો કહે મોટું પુન્યછે, કો સાધન, કો વરત;
કો કહે સત્યે સહુ મળે, કો ડહાપણથી તરેત. ૭૬
કો કહે સઉ વિદ્યા થકી, કો કહે પૂજ્યે દેવ;
કોઈ કહે ઉદ્યમ ઘણે, કો કહે સદગુરૂ સેવ. ૭૭
સહુ પંડિત મળિ થાપિયું, લક્ષ્મી મોટી હોય;
એથીં સર્વે નીપજે, મોટું અન્ય ન કોય. ૭૮
વા. ૧૫ દામ જતાં દુનિયાં ગઈ, ગયું સગપણસહુ સાથ;
અકલ બુદ્ધિ આગળ ગઈ, આવી અદકિ અનાથ. ૭૯

---

૧ પ્રથમ ધનનાં વખાણ કરીને, પછી ધન કરતાંવિદ્યા વધારે વખાણીછે.

વા. ૨૭ કુવા કેરી છાંયડી, કુવામાંય સમાય;
મનોરથા નિરધન તણા, એળે વેળે જાય. ૮૦
વા. ૧૩ ધનથી જશ બહુ પામીએ, ધનથી દીજે દાન;
ધનથી વશ વરતે સહુ, ધનથી સગળે માન. ૮૧
ધનથી જગ્નજ નીપજે, ધનથી કહે પવિત્ર;
થાય ધને વશ ગીનતા, ધનથી શત્રૂ મિત્ર. ૮૨
ધન ડહાપણ ધન ચાતુરી, ધન વિદ્યા ધન રૂપ;
ધન ઈષ્ટજ ધન દેવતા, ધન ભલપણ ધન ભૂપ. ૮૩
પાપ કરમ પર સેવના, ભોગ જોગ રંક રાજ;
પ્રવાસને પરપંચ છે, તે સહુ ધનને કાજ. ૮૪
ભોગ, જોગ, ને વશિકરણ, ધર્મ મોક્ષ ને અર્થ;
તે સર્વે તો પામિયે, ગાંઠે હોય જો ગર્થ[1]. ૮૫

## વિદ્યા વિષે. ૮

વા. ૨૧ વિદ્યા જેને મુખ વશી, મોટો જનતો તેહ;
વિદ્યાથી જે વેગળો, સુકા કાષ્ટ વત એહ. ૮૬
વિદ્યા મુળ છે મોક્ષનું, તત્વતણું છે તત્વ;
સુખનૂ મુળ તો શારદા, શાસ્ત્ર સકળનૂ સત્વ. ૮૭
સરસ્વતી શુભ સંસારમાં, વિશ્વ બધામાં વાસ;
સદ વિદ્યા છે જેહને, લક્ષ્મી તેની દાસ. ૮૮
વિદ્યા વશ સહુ દેવતા[2], વિદ્યા વશ કુળ કર્મ;
વિદ્યા વશ સહુ ઈષ્ટ છે, વિદ્યા વશ ધન ધર્મ. ૮૯
વા. ૩૨ વિદ્યા મોટી સર્વથી, વિદ્યા રૂડું રત્ન;
વિદ્યા તત્વ ત્રિલોકનૂ, જાણી કરવું જત્ન. ૯૦
વિદ્યાને વશ વિશ્વ છે, વિદ્યા ને વશ લોક;
વણ વિદ્યા જે જીવવું, તેતો જાણો ફોક. ૯૧
વૈદું તે વિદ્યા થકી, વિદ્યાથી ગુણ ગ્નાન;
વિદ્યાથીજ વિવેક વળી, વિદ્યા મોટું માન. ૯૨

---

૧ મતલબકે ધન બહુ ઉપયોગી છે, માટે ઉડાવી દેવું નહિ.

૨ વિદ્યા ને વશ થઇ ને અગ્નિદેવ, અને વાયુદેવ ગાડી ખેંચેછે, સૂર્યદેવ છબિયો ચીતરે છે, જળદેવ દળે છે, અને વીજળીદેવી સંદેશા પહોચાડે છે.

વા. ૨૦ વિદ્યા, સ્ત્રી, તરવાર, ધન, પરમેશ્વરની ઓટ;
પાંચે એ છે પારકાં, માણે તેની મોટ. ૯૩

## उदार विषे. ९

વા. ૩ જમણો કરે જેનો ઉપર, તેનો ઉપર બોલ;
જેવું પુન્ય તેવોજ જશ, પ્રાક્રમ તુલ્યે તોલ. ૯૪
પુન્ય કરો સહુ પ્રીતથી, શાસ્ત્ર ભરે છે સાખ્ય;
આપે એક અવની વિષે, લે પરલોકે લાખ. ૯૫
લક્ષ્મી ખરચે તેહની, મારે તેનિ તરવાર;
પાળે તેનો ધર્મછે, પરણે તેની નાર. ૯૬
વિદ્યા ભણશે તેહની, ભજે તેના ભગવાન;
પુસ્તક વાંચે તેહનું, સમજે તેનું જ્ઞાન. ૯૭
વા. ૩૭ પરમારથ જો નવ કર્યા, પરદુખ શુણ્યાં ન કાન;
તે જાણ સ્વાન સરીખડા, રીંછ રોઝડાં રાન. ૯૮
પરમારથ નહિ પ્રીછિયા, ઘણા પાપમાં ગર્ક;
તે વગડામાં વલવલે, નેટ પડે જઈ નર્ક. ૯૯
પરમારથ નહિ પ્રીછિયા, એ દુખ અપરમપાર;
કીટ પડે કાયા વિષે, સુખ ન મળે સંસાર. ૧૦૦
પ્રીછે નહિ પરમાર્થને, થયો તે જાણ અજાણ;
તેને લેજો ઓળખી, પડ્યો પેટ પાષાણ. ૧૦૧
પરમારથ પ્રીછ્યો નહીં, ભણિયો ભાષા વેદ;
જાણ્ય મુરખનો મહિપતી, ભણી ન જાણ્યો ભેદ. ૧૦૨
પરમારથ પ્રીછ્યો નહીં, પામ્યો પોઢો પાટ;
ધન મેળવિયુ ધૂળમાં, વપુ ઉઠાડી વાટ. ૧૦૩
પરમારથ પ્રીછ્યો નહીં, રૂડા કુળમાં રાજ;
નિચથી નિચ તે જાણજો, અલ્પ જનમને કાજ. ૧૦૪
વા. ૨ પુન્યે જશ વાધે ઘણો, પુન્યે સુત પરિવાર;
પુન્યે હોય પરાક્રમી, અખ્યત અપરમ પાર. ૧૦૫
એડ કરે લખ કોટિધા, સિંચે જળ બહુ રીઝ;
તેણે અર્થ સરે નહીં, જો વાવે નહિ બીજ. ૧૦૬
વા. ૩૨ ગુણ કેડે તો ગુણ કરે, એવા હોય હજાર;
અવગુણ ઉપર ગુણ કરે, એ ગુણ અપરમપાર. ૧૦૭
દાતાને મન ધન નહીં, શૂરા મન નહીં શ્વાસ;

પતિવ્રતાને પ્રાણ નહિ, દેહ ન સમજે દાસ. ૧૦૮

## શૂરવીર વિષે. ૧૦

વા. ૩૪ કરે વાર જે રાંકની, ન કરે આપ વખાણ;
ધન થોડું ખરચે ઘણું,[1] તે શુરા શિર રાણ. ૧૦૯
શુરા જે કો રણ ચડે, પર કાજે દે પ્રાણ;
બોલે રાજસભા વિષે, જશ લે જીતિ સુજાણ. ૧૧૦

વા. ૫૨ વાંકો ને વરણાગિયો, શૂરા કેરો શૂર;
તાતો ને તરવારિયો, પ્રતાપ જેનો પૂર. ૧૧૧
શોભિત ને સત્ય વાદિયો, રિશાળવો ને રાજ;
એકલો એ ચોકી કરે, નહિ બીજાનૂ કાજ. ૧૧૨

વા. ૫૭ ટેક ધરે તરવારની, અનમીનો અહંકાર;
ટુંકારો તે નવ ખમે, એવો તિવ્ર અપાર. ૧૧૩
બોલ્યું અબોલ્યું નવ કરે, બોલી પાળે વાણ;
લજ્જા કો લોપે નહીં, અધિક મનાવે આણ. ૧૧૪
જુવાન જોરો જરતણો, ઝળકંતી છે ઢાલ;
કર શમશેર શિરોઇની, ચટકે ચાલે ચાલ્ય. ૧૧૫

વા. ૬૩ મમત તજ્યો માયા તજી, તજીયા તન ઉચાટ;
અણગમતો કરી આતમા, વાહાલી વૈકુંઠ વાટ. ૧૧૬

વા. ૩૬ દંતૂસર હાથી તણા, નિકલ્યા નહિ પેસંત;
સુરે ઉઠ્યા સામદ થઈ, બીને નહિ બેસંત. ૧૧૭
વચન જતાં વસુધા જશે, વચન જતાં વપુ જાય;
વચન જતે મેરૂ ચળે, પૃથવી પરલે થાય. ૧૧૮
વચન જતે વૃષ્ટી જશે, વચન જતે જશે વેશ;
દશ દિગ પતિ ડોલી પડે, સહે ભાર નહિ શેષ. ૧૧૯
બોલંતાં બોલાય છે, મોજ કરંતાં મેળ;
દુખ દાવાદળ પાળતાં, કેહેતાં સઘળું સહેલ. ૧૨૦

## મોત વિષે. ૧૧

વા. ૩ મગ કોરીને પેસતાં, કદી ન મૂકે મોત;
આયુષ પુરે ઉડી જશે, ગોફણ ગોળા સોત. ૧૨૧

---

૧ થોડું ધન કાઢે પણ બીજાને ઉસકેરીને ઘણું એકઠું કરીને મોટાં કામ કરવાની હિમત રાખે.

વા. ૨૯ માંધાતા મહિપતી મુઆ, પાંડવ કૌરવ પૂર;
પંડિત ને પુરપતિ મુઆ, મુઆ દાતા ને સૂર. ૧૨૨

જે કો જાયું તે જશે, કાળ સર્વને ખાય;
સિદ્ધ સાધકે શાણપણ, એનો નહિ ઉપાય. ૧૨૩

વાયુ રૂપછે જીવડો, ઘડિ એકમાં ઘોળાય;
વિચાર તો વાએ જશે, રિદ્ધ સઘળી રોળાય. ૧૨૪

વા. ૨ પાતાળે જઇ પેસિએ, તોય ન મેલે મૃત્ય;
જોતાં હંસ જતો રહે, તે વેળાયે તર્ત. ૧૨૫

વા. ૨૮ આ સંસાર છે કારમો, ખોટી માયા જાળ;
એક આવે એક જાયછે, કૂપ તણી ઘટમાળ. ૧૨૬

લેણેદેણે અવતરે, તે જ્યાં પૂરૂં થાય;
પાણીવળ ન રહે પછે, સર્વે અહીં સમાય. ૧૨૭

પંચ ભૂતનૂ પૂતળું, કાચી કાયા એહ;
જળ જળ માંહિ મળી ગયું, જ્યમ પરપોટો મેહ. ૧૨૮

પૃથ્વીમાંથી નીપજે, પૃથ્વીમાંહિ શમાય;
માટીમાં માટી મળે, અચરજ શું કેહેવાય. ૧૨૯

વા. ૩૪ દુનિયા દેખે ડૂબતી, ડરે ન દીલ લગાર;
એહ[1] મુઆ, મરવું નથી, અચરજ એજ અપાર. ૧૩૦

વા. ૧૯ જહાં સૂખ ત્યાં દુઃખછે, જહાં હરખ ત્યાં શોક;
જનમે તેને મરણ છે, ડહાપણ કરવું ફોક. ૧૩૧

જોબન સાથે છે જરા, વહાલા સંઘાતે વેર;
દામ સંઘાત દરિદ્ર છે, અમૃત સાથે ઝેર. ૧૩૨

વા. ૩૬ ઉજડ ખેડાં ફરિ વસે, નિર્ધનિયાં ધન હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય. ૧૩૩

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહીં, ગયા ન આવે પ્રાણ. ૧૩૪

વા. ૩૪ કો એશી કો નેઉ, સો, ચિરંજીવિ નહિ જાણ;
જેણે જશ લીધો સદા, તે જીવ્યો પરમાણ. ૧૩૫

## नाम राखवा विषे. १२

વા. ૨૧ પર ઉપકારી વિક્રમે, કર્યાં કોટિધા કામ;
ત્યારે દુખ ભંજન પડ્યું, નવે ખંડમાં નામ. ૧૩૬

૧ એ મુઆ, ને આપણે મરવું નથી એમ જાણે.

વા. ૩ કર્ણ, યુધિષ્ટિર, દિલિપ, વળી, દશરથ નેં શ્રીરામ;
મુઆ નથી છે જીવતા, જો છે જગમાં નામ. ૧૩૭
જશ જીતી જે જન મુઆ, જુગજુગ જિવ્યા પ્રમાણ;
અપજશ લઈ જીવ્યા અધિક,નર તે મૃત નિર્વાણ.૧૩૮
વા. ૧૦ ધન જોબન છે કારમાં, જયમ આવે ત્યમ જાય;
જેના જગમાં જશ રહ્યા,ધન્ય ધન્ય તેની માય.૧૩૯
વા. ૨૨ અન્ય નામ અવની વિષે, નાશ તેહનો હોય;
પ્રાણ તજે પરકારણે, નાશ કરે નહિ કોય. ૧૪૦
વા. ૨ પૂરે કોડ કવી તણા, જે ગુણ ગાથા ગાય;
કીર્તી લેહેર સમુદ્રની, દશે દિશાએ જાય. ૧૪૧
વા. ૬૬ જશ નેં જરને શત્રુતા, મળી નરહે કો માંહિ;
જર વહાલાને જશ નહીં,જશ ત્યાં જર પણ નાંહિ.૧૪૨
જર રાખો કે જશ રખો, જે તું ચિતમાં ચહાય;
જશ તો રેહે જુગો જુગે, જર તો પલમાં જાય. ૧૪૩
મૂરખ જર વહાલો કરે, જશવંતા જશ ચહાય;
જર તો રાંડ સ્વભાવ છે, જશ તો રાયાં રાય. ૧૪૪
જશ આગળ જર કિંકરો, જર જશ થકી મલંત;
જશ તો અમર્ત્ય પ્રાણ છે, કવિ કોવીદ કહંત. ૧૪૫
જરને બહુ જન ચહાય છે, વિરલા જશ ચાહંત;
જીવ જાય છે જર થકી, જશથી જીવ રહંત. ૧૪૬
જીવ રેહે નેં જશ જશે, જાણે બાધું ગામ;
ધિક જીવતરે અવતાર તે, એનૂ તે શું નામ. ૧૪૭
જશ કારણ જર દીજીએ, તે જશ ન્યારે જાય;
કહો જીવ્યુ શા કામનૂ, વિચારજો મન માંય. ૧૪૮
મહાદેવ પ્રતિ માગિયે, સેવા કરી સમક્ષ;
જશ રેહે તો જીવ રાખજો, જશ વણ જીવ નરક્ષ.૧૪૯
નાણું કોનુ રેહે નહિ, રૂડું ભુંડું રહે નામ;
નાણું નામ રાખી શકે, કરવું એવું કામ. ૧૫૦
રખે જર વહાલો કરો, જશ વહાલો કર જોર;
જશ વહાલો તે સહાપત્ય, જર વહાલો તે ચોર. ૧૫૧
જીવ ગયા તે જર વડે, પાંડવ કૌરવ કાજ;
અઢાર ક્ષોણિ અટાવિયાં, નિગમ્યાં ચકવે રાજ. ૧૫૨
જર વહાલો કર્યો રાવણે, બુદ્ધિ વિચારી બાંઢ;

કરણે જર કિંકર કર્યા, બાંધિ ગયો ગણિ ગાંઠ. ૧૫૩
ડાટ્યા તે દેહવટ ગયા, રાખ્યા ત્યાં થઈ રાખ;
ખરચ્યા તેનિ ખુબી થઈ, થયા એકના લાખ. ૧૫૪
બ્યાજ ખોરે વાધ્ય આવિયા, સાંચ્યા ત્યાં ગઈ સાખ;
જર રાખ્યો કદી નવ રહે, દુર્જોધન સમ દાખ્ય. ૧૫૫
લક્ષ્મી સંચિ તે લોભિયા, ધન સાંચ્યાં ધરિ ટેક;
જરૂર ગયા જખ મારતા, કાંડિ ન લઈ ગયા એક. ૧૫૬
પાંચ અબજ પૂરા હતા, જેની પાસે રોક;
તે મૃત્યુથી ન ઉગર્યા, ફજેતી પામ્યા ફોક. ૧૫૭
વિક્રમે જર જોડ્યો નહીં, જશ ઉપરાજ્યો જોડ;
દુખભંજન નવ ખંડમાં, નામ કરયું નહિ ખોડ. ૧૫૮
ભોજને જર ભાવ્યો નહીં, આપ્યો તે કરિ આથ;
હજાર ગણો હેતે થયો, ગયો લઈ નિજ સાથ. ૧૫૯

## विक्रम राजा विषे. १३

વા. ૨૨ પર દુખમાં પરમારથે, પર કાજે દે પ્રાણ;
પર સ્ત્રિ સહોદર પ્રાક્રમી, વિક્રમ ચતુર સુજાણ. ૧૬૦
વારૂ કીર્તિ વિક્રમતણી, વ્યાપી દેશ વિદેશ;
નવ ખંડે શુભ નામના, નિર્મલ એહ નરેશ. ૧૬૧
કો કહે અર્જુન અવતર્યા, કો કહે કર્ણ નરેંદ્ર;
કો કહે પરશુરામ છે, કોઈ કહે હરિચંદ્ર. ૧૬૨
સત્યવાદી કોઈ એ સમો, ધરણી પર નહિ ધીર;
શૂર પૂર સામદ વડો, નામ રખણ એ નીર. ૧૬૩
જાવત ગંગ તરંગ જળ, જાવત નર્મદ નીર;
જાવત દિનકર ઇંદુ અતિ, અવિચળ વિક્રમ વીર. ૧૬૪
મૂક્યાં મંદિર માળિયા, મૂક્યાં રૂડાં રાજ;
મૂકી રંગભર રાણિયો, પર દુખ ભંજન કાજ. ૧૬૫
વા. ૩૨ વિક્રમસેન વિચારિયું, ધન સંચિશ તે ધૂળ;
લોભે લાજ રહે નહીં, લોભ પાપનૂ મૂળ. ૧૬૬

## भोज राजा विषे. १४

વા. ૧૦ થયો નથી થાશે નહીં, ભોજ સમો કો ભૂપ;
પીયર તે પંડિત તણો, રાજ તેજ રિધ રૂપ. ૧૬૭

વર્ષ પંચાવન માસ નવ, ઉપર દિવસ તો ત્રણ્ય;
એટલુ આયુષ ભોગવ્યું, પછે ગયો શિવ શર્ણ. ૧૬૮
કીર્તિ તેની લખ્ય કોટીધા, પસરી જગમાં પુંઠ;
જનની એકજ જનમિયો, શેર આહને સુંડ. ૧૬૯

## सामळ तथा रखीदास विषे. १५

વા. ૨૯ શ્રીગુર્જર ગુણ સાગરે, અમદાવાદ આ દેશ;
સાભ્રમતી સુખદાયની, પાપ નહીં ત્યાં લેશ. ૧૭૦
વરણ અઢાર વસે તહાં, તે ધાર્યે સત ધર્મ;
ચતુર ચોરાંશી નાત્યના, ભારે રૂડા બ્રહ્મ. ૧૭૧
શ્રીગોડ માળવિ વિપ્ર શુભ, વીરેશ્વર ઘરસૂત્ર;
શામળ નામ શિરોમણી, પ્રતાપવંત છે પુત્ર. ૧૭૨
ચાલી ખ્યાતી દશ દિશે, પંડિતપૂર પ્રમાણ;
માતર પ્રગણામાં ઘણું, થયું જગતથી જાણ. ૧૭૩
સુંઝ ગામ શીરોમણી, તેજ પુંજ પરકાશ;
પવિત્ર ભૂમી તિર્થ ભલ, વીરેશ્વર શિવ વાસ. ૧૭૪
ત્યાં કણબી કુળ ઉજળા, લેઉવા લાયક લાજ;
કાઉજી કુળ ઉત્તમ કહું, મનજી સુત મહારાજ. ૧૭૫
રખીદાસ રાજસ વડો, પ્રીછે સગળી પેર;
ઘણે હેત તેડાવિયો, કવિ શામળ નિજ ઘેર. ૧૭૬
ખાન પાન શુભ વીધનાં, અમૃત મેવા આહાર;
પૃથવી કરી પસાયતે, હેતે રોપી હાર. ૧૭૭
પાળક સર્વ પુરાણનો, ખરી વાતનો ખોજ;
રખીદાસ ગુણ રાજવી, ભૂપતિ બીજો ભોજ. ૧૭૮
વા. ૫૯ વાસણ વંશે અંશપત્ય, મનજી સુત મેરાણ;
ગ્રંથ સજાવ્યા[1] સુંઝમાં, પંખિ કર્યા પ્રમાણ. ૧૭૯
સપૂત શ્રીસુરસંઘનો, ગુણ નિધિ ભાટ ગમાન;
તેના સુત સરદારને, સોંપ્યા ગ્રંથ સુજાણ. ૧૮૦
વા. ૨૯ ગરિબતણો હું ગરિબ છું, રાંક તણો છું રાંક;
ગુણ અવગુણ હોય ગ્રંથમાં, ક્ષમા કરો સહુ વાંક. ૧૮૧
વા. ૫૭ શ્રિગોડ માળવિ વિપ્ર સુભ, વેગનપુરમાં વાસ;
પુરૂષોતમ કેરો પિતા, કહે કવિ શામળદાસ. ૧૮૨

---

૧ ધન છે તેના માત પિતાને.

## गुजरात विषे. १६

વા. ૩૪ દેખી ગુર્જર દેશને, મનમાં વિસ્મય થાય;
પંડિતને પૂજે નહીં, પાખંડી પૂજાય. ૧૮૩
દ્રવ્યવાન વનિતા[1] કરે, ગુણિજનને નહિ માન;
નાદ ભેદ જાણે નહીં, નહીં ગાન નહિ તાન. ૧૮૪

## राजा विषे. १७

વા. ૩૫ રાજા તેતો તાત છે, પ્રજા પુત્રિને પુત્ર;
શાસ્ત્ર સાક્ષિ પૂરે સદા, સાચો અક્ષર સૂત્ર. ૧૮૫
ગજ વશછે અંકુશને, નારી છે વશ શર્મ;
અર્ણવ વશ મરજાદને, રાજા છે વશ ધર્મ. ૧૮૬
વા. ૧૦ કોનુ રાજ્ય કોનૂ ચલણ, કો સામદ કો શૂર;
રડાવે રઇયિત રાંકને, નરપતિમાં નહિ નૂર. ૧૮૭
વા. ૩૦ મહિપ મિત્ર કોનો નહિ. મહિપત દેખે આંખ્ય;
માને કાને સાંભળ્યું, ભલું ડહાપણ એ ભાંખ્ય. ૧૮૮
વા. ૩૨ ભલા ભલા છે ભૂપતી, એક એકથી એક;
મલને કો પ્રતિમલ મળે, વસુધા માહિ વિવેક. ૧૮૯
ન્યાય ન ચુકવે નરપતી, સાચ જૂઠ નવ જોય;
પાપ આપ તે ભોગવે, નહિ બીજો જન કોય. ૧૯૦
વા. ૫૬ નીચ બુદ્ધિ નરપતિ થયા, ધારે લેવા મંન;
રઇયિતનો શો આશરો, માડૂં રાયનૂ મંન. ૧૯૧

## जनानखाना विषे.

વા. ૫૪ બાપ હોય કે બેટડો, પાડોશી કે પ્રીત;
હુકમ વિના નવ સાંચરે, રાજવળાની રીત. ૧૯૨
વા. ૫ દુઃખ ભલું દારિદ્રનૂ, ભલી વેઠવી ભૂખ;
તેથી ભુંડું ભૂપ ઘરે, સ્ત્રી માણસને દુઃખ. ૧૯૩
વાત કોઇશું થાય નહિ, બાહર નહીં જવાય;
રૂડું ભુંડું જણાય નહિ, રહિ કારાગ્રહમાંય. ૧૯૪

## राजाना कोप विषे.

વા. ૫૪ મારકણો નેં મહિપતી, ખીજ્યો નેં [2]ખંગાર;

---

૧ ધનવાન વર ખોળે પણ ગુણવાન કુંવારા રહે. ૨ ખડ્ગધારી.

અધિપતિ નેં અતિ કોપિયો, ઉનાળે અંગાર. ૧૯૫
વા. ૩૬ રાય રૂઠ્યા દીઠા નથી, વળિ વકરાયા વાઘ;
અહિ અકળાયા હોય ત્યાં, લેશ જડે નહિ લાગ.૧૯૬
મહિપતિ ગણે ન મિત્રતા, નગણે પુન્ય નેં પાપ;
દાન કરે ઘડિ એકમાં, વેદ પુરાણે છાપ. ૧૯૭

## मोटा लोक विषे. १८

વા. ૬૭ મોટાની કરિયે નહીં, જાણિ અજાણી વાત;
મોટાની વઢવાડમાં, ગરિબ મનુષ્યની ઘાત. ૧૯૮
વા. ૩૩ મંદવાડ જે ગરિબનો, જોરાવરનુ જાર;
પ્રગટ ન થાયે પલકમાં, ભગે સો ભારે ભાર. ૧૯૯
વા. ૮ અજહત્યા અદકી કરે, નાસે દેખી વાઘ;
પ્રત્યક્ષ દીઠું પારખું. બળિયાના બે ભાગ. ૨૦૦
વા. ૪૯ ગરીબને સઉ ગંજશે, કુણ આવ્યું કુણ જાય;
પૂછે કોણ પ્રતાપિને, ગુણ તેના સઉ ગાય. ૨૦૧
બગાસું ખાય બળીષ્ટજન, ચપડી વાગે ત્રણ્ય;
તેને કુણ પૂછી શકે, કથા શુણે કુણ કર્ણ. ૨૦૨
એવાં કામ બને અધિક, મોટા જનને મેહેલ;
ગરિબ બિચારા શું કરે, શ્રીમંતને સઉ સેહેલ. ૨૦૩
વા. ૩૫ નીચું મન કદિ નવ કરે, તે મોટા કહેવાય;
શત લાંઘણ જો સિંહ કરે, તોય તરણ નવ ખાય. ૨૦૪

## रजपुत वगेरे लोको विषे.

વા. ૧૯ જોયા ગામ ગરાશિયા, કરે ખુંખારા ખાંત;
અમલ આરોગે અતિ ઘણાં, હોડે હઠિલી જાત. ૨૦૫
દિલનો ડસ મૂકે નહીં, આછાં પેહેરે અંગ;
સમૃદ્ધિ ઘરમાં સાંપડે, તો તે રાખે રંગ. ૨૦૬
ઘણાં વખાણ ઘરડાતણાં, કરે કારમાં કોડ;
જશ વહાલો બહુ જગતમાં, હોંશે જીતે હોડ. ૨૦૭
પસાયતાં પ્રથ્વી તણાં, કરે ક્ષત્રિવટ [1]ખેત;
મળતા જનને મારતાં, હઇએ ન ધરે હેત. ૨૦૮

---

૧ રણક્ષેત્ર.

## भाट विषे.

ભાટ જોયા ભલિ ભાતના, મરડે મુછ મહા મુલ્ય;
લાજ વધારે લોકની, ફોકટ બોલે ફૂલ્ય. ૨૦૯
આપ્યું *ઓસંકળ કરે, વિધ વિધ કર વખાણ;
અમર કરે આદર કર્યે, તજે ટુંકારે પ્રાણ. ૨૧૦
વા. ૨૦ ક્યારે તુરંગપર ચડે, ક્યારે પગ કેકાણ;
પોઢે કહીં પલંગપર, ક્યારે પડે મસાણ. ૨૧૧
ક્યારે ખટરસ ખાંતથી, ક્યારે રાબ રસાળ;
કદી અભંગા ૧ભુંજીએ, કદિક બજાવે ગાલ. ૨૧૨
વિષમ વાટમાં પરવરે, ભીતર થાય ન ભીત;
તું કહેતામાં તન તજે, રાવ ભાટની રીત. ૨૧૩
કરે જમાની જોખશું, કોઈ દસોંદી ખાય;
નવ જાચે કો નીચને, રાવ ભાટ કહેવાય. ૨૧૪
કેડ કટારી કોડ શું, અણિ ઉપર રહે આથ;
ગાળ ન સાંખે કોઈની, હામ ઘણેરી હાથ. ૨૧૫
બોલ્યું પાળિ પળાવવે, સાહુકારિ વટ સાટ;
પ્રાણ તજે પરકારણે, તે ભૂપતવત ભાટ. ૨૧૬
વાતો કરે વિનોદની, સભાસોહંતે ઘાટ;
રાજ સભાને રીઝવે, તે ભૂપતવત ભાત. ૨૧૭

## चारण विषे.

વા. ૧૯ ચાતુરિ જોઈ ચારણ તણી, બોલે મીઠા બોલ;
માન ન દેજો મહીપતી, તરત ઉતારે તોલ. ૨૧૮

## वाणिया विषे.

જોપો વાસ વણીકનો, ખાય અલેખે અહાર;
લખણમાં લે લૂહિને, શિર ઉપાડે ભાર. ૨૧૯
મોટિ ફુંદ જો દુખ નહીં, બેઠા રહે ઠરિ ઠામ;
શાહ નામ સઉકો કહે, જોડે ઝાઝા દામ. ૨૨૦
ઓછ્યુ આપવે આગળો, અદકો લેવે લાભ;
ડાહ્યો દેવું વાળવે, ઊંડળ ઘાલે આભ. ૨૨૧

---

*આભાર. ૧ભુંજી એટલે પરોણાગત કરવામાં આખંડ રહે.

મૂળ કહાડે માગતાં, લેખું ગણવે લીન;
મળિ ચાલે મોટા જને, જ્યમ જળ સાથે મીન. ૨૨૨
થોડે કામે દામણો, રળે બહૂ લે રોક;
મિથ્યા મહો કૂટે ઘણું, કરે ફજેતી ફોક. ૨૨૩
વા ૬૬ વણિક ભાઇનૂ રૂઠવું, વણિક ભાઇની ફૂલ્ય;
વણિક ભાઇનૂ ત્રૂઠવું, આડી વાટની ધુળ. ૨૨૪
વણિક ભાઇનૂ રૂદન જે, વણિક ભાઇના ખ્યાલ;
વણિક ભાઇનું આલવું, સર્વે આળપંપાળ. ૨૨૫
વણિક તણું ખાણું ખરૂં, વળી ખરો વેહેવાર;
લેણું દેણું વણિકનૂ, જેથિ નભે સંસાર. ૨૨૬
વણિકથિ કો ડાહ્યો નહીં, ઘડિમાં ઘેલો થાય;
દેવાળાથી નવ ડરે, વણિક વડો કહેવાય. ૨૨૭
ધન રળતાં ધીરજ ધરે, શાવટ સઉ કહેજ;
વગર વિચાર્યું નવ કરે, સગળું સાંખિ રહેજ. ૨૨૮

## सोनी विषे.

વા. ૧૯ સોની નિરખ્યા શેહેરમાં, ઘડે ઘણેરા ઘાટ;
તસ્કર તેના તુલ્ય નહીં, હંસ હરી લે હાટ. ૨૨૯
નગણે પાપ પટંતરો, સ્નેહ નહીં કો સાથ;
સોનાનું સૂનું કરી, હેતે આપે હાથ. ૨૩૦
વા. ૩૮ જગંનાથની આંગળી, કાપી લીધી કોડ;
અનેક તસ્કર અવનિમાં, નહિ સોનીના જોડ. ૨૩૧

## कंसारा विषे.

વા. ૧૯ જો કંસારા કૂડિયા, કૂડા ત્રાંબા તોલ;
જુનાં તણાં નવાં કરે, માગે બમણું મોલ. ૨૩૨
કરે લાવિને ઉજળું, લાભ સવાયો ખાય;
ઘર બેઠા અલખત કરે, ગરજે લેવા જાય. ૨૩૩

## कणबी विषे.

નહિ વપુએ વરણાગિયો, નહિ કાયર નહિ શૂર;
કાવકષ્ટિ કણબી ઘણો, પરમારથનૂ પૂર. ૨૩૪
વરણ અન્ય જે વિશ્વમાં, રળ્યુ કણબિનૂ ખાય;
કણબી મેહેનત કોટિધા, બારે વાટે જાય. ૨૩૫

ધાઈ ઘણો ધંધો કરે, ધુળથી પકવે ધાન;
અધિપતિ કેરા આહારમાં, મહિપતિ કેરાં માન. ૨૩૬
વા. ૬૪ વકારિયો વાધે ઘણો, ફૂલાવ્યો ફૂલંત;
ભાભો કણબી ભોળિયા, દૂન્યાથી [1]દૂદળંત. ૨૩૭

## दरजी विषे.

વા. ૬૯ દરજીનૂ દૈવત જુઓ, સોય દોરા લે હાથ;
રાગ કરે રહિ રંગમાં, ઘરમાં શામા સાથ. ૨૩૮

## धोबी विषे.

ધુએ વસ્ત્ર સઉ વરિતનાં, થાય અહંકારી આપ;
એ લક્ષણ પરિયટ તણાં, કરે ઘણેરૂં પાપ. ૨૩૯

## हजाम विषे.

અદકી એકજ પાંસળી, પડે નવાંધી ભાત્ય;
મોટમ માને મનથકી, નાપિક કેરી નાત્ય. ૨૪૦
અણ બોલ્યો અધક્ષણ નરહિ, કરે તરણનો મેર;
અણ દીઠે અણ સાંભળયે, સહજે બોલે ફેર. ૨૪૧
મન દઈ મેહેનત નવ કરે, કરે પરાણે પ્રીત;
નારી વત નખરાં કરે, રાત તણી તે રીત. ૨૪૨
ઓછિ જાત અદપાંસળી, અદકા બોલો આપ;
પુરો જુઠાનો પાદશા, પાપ રૂપ પરતાપ. ૨૪૩

## कोळी विषे. १९

વા. ૩૬ કોકીલ જોયા કારમા, હઠે હરામી ખોર;
દિવસે દાતા થઈ ફરે, રાતે વિતના ચોર. ૨૪૪
દીઠું દૃષ્ટિ મુકે નહીં, ઘાલે મોટી હામ;
વેદ[2] વંદાણ ચુકે નહીં, કોકીલ કુળનાં કામ. ૨૪૫
નાસે નરમ પડ્યા થકી, સુંઢે[3] તેશું શૂર;
બાંધ્યો ત્યારે બાપડો, દોડ્યો જાયે દૂર. ૨૪૬
વા. ૪૬ ઉભય આંખ્યકે અન્યને, આંખ્ય ચોરને આઠ;

---

૧ ગરીબડો થઈ જાય. ૨ નકી ચોરવું ચુકે નહીં.
૩ સામો થાય તેની સાથે લડે.

તસ્કરિ જાયજ તરત તે, કરાવ કરીને કાઢ. ૨૪૭

## નાગર વિષે. ૨૦

વા. ૪૨ નાત્યજ તેનો નાગરી, નવિસંઘા નર નેટ;
ભામનિ ભોળવિ ક્યમશકે, પહોચેલા સઉ ઠેઠ. ૨૪૮

## ગુણકા વિષે. ૨૧

વા. ૩૨ ગુણકામાં તો ગુણ નહીં, ગુણકાને શી લાજ;
ગુણકાની શી પ્રીતડી, કરે દ્રવ્યથી કાજ. ૨૪૯
ધન દે તે તેનો ધણી, પ્રીત્ય કરે તે પત્ય;
નોંધા કોઈ નવ કરે, શોધે નહિ કો સત્ય. ૨૫૦

## કુલટા સ્ત્રિયો વિષે.

વા. ૩૫ એ જળથી મગ નહી ચડે. સોમણ બાળો કાઠ;
ઇશ્વર આણ નમાનું હું, સ્ત્રી ચરિત્રનો ઠાઠ. ૨૫૧
વા. ૧૫ મુવા ઉપર મમતા કરે, જીવતાને નવ જોય;
હરામખોર એ આગળે, અન્ય ન દીઠી કોય. ૨૫૨
વા. ૨૦ ગઢ લેવો લંકાં તણો, તરવું સાગર પૂર;
દેહ ધરે દાવાનળે. તે જીતે સ્ત્રી નૂર. ૨૫૩
અહિ મુખ જે ચુંબન કરે, વ્યાઘ્ર મૂછ લે વાળ;
આભ ભરે જે બાથમાં, તે ચતુરાના ચાલ. ૨૫૪
નામવડે અબળા રહે, જુવતી જાત અજીત;
જેવહ્લો જન જીતશે, રાડ લહે શી રીત. ૨૫૫
સુંદરિ સમળી રૂપછે, અંતરિક્ષ ભમતી આંખિ;
નર દીઠે જોખમ કરે, ઝડપ નેહની નાંખિ. ૨૫૬
દીધાં એવાં પાંખિએ, ધરે ધરણી ધરસૂત્ર;
રૂણ ભાવે આવી મળે, પરીવાર ને પુત્ર. ૨૫૭
તજી પંડીતતા પંડીતે, કવિએ તજીઆં કહેણ;
ડાહ્યે તો ડહાપણ તજ્યાં, વિદ્યા વિવેક વેણ. ૨૫૮
લજાવિયા કઇ લખપતી, મહિપતિ મૂક્યાં માન;
ક્રોડપતી કિંકર કર્યા, નારિ ચરિત્ર નિદાન. ૨૫૯
કો વેળામાં પ્રસંન મુખ, કો વેળા બહુ રોય;
પાર કોઈ પામે નહીં, કળી શકે નહિ કોય. ૨૬૦

કો વેળા રાજી રહે, કો વેળા કરે કોપ;
કો સમે બેસે બારણે, કો સમે રહે અલોપ. ૨૬૧
કો વેળા બોલે બહૂ, કો વેળા રહે મુન્ય;
કો વેળા શોભા રચે, કો વેળા રહે શુન્ય. ૨૬૨
મરદ નથી કો મહિંપરે, સર્વ રૂદે શુન્ય હોય;
રાંડ આગળ સઉ રાંકડા, અરિ હિમત દે ખોય. ૨૬૩
મુંછ નહી એ પુંછ છે, પાઘ નહી એ ડાઘ;
મરદ નહીં મરદો સઉ, સિંહ વાનર કે વાઘ. ૨૬૪
શૂરા પૂરા સાહસિક, અનમી ને અહંકાર;
વાંકા ને વરણાગિયા, ભામનિ મન શો ભાર. ૨૬૫
વાઘ સાથ વાતો કરે, હસ્તિશું ઘાલે હામ;
કામનિ આગળ કિંકરા, કામનિ જીતણ કામ. ૨૬૬
સમુદ્ર તરે સંક્ષેપમાં, અગ્નિ ઓલવે અલ્પ;
જુવતીને જીતે નહીં, શામાને મન સ્વલ્પ. ૨૬૭
હાળાહાળ વિષ જીરવે, નાગને ઘાલે નાથ;
પામે પાર સમુદ્રનો, હારે શામા સાથ. ૨૬૮
વા. ૩૩ વાણોતર દ્વિજ ડાહરા, પેઢી તણા પ્રધાન;
સર્વે વસ્તૂ સાચવે, જુવતી ધિરતાં જાન. ૨૬૯
કાર જાય નિજ કંથનો, જાય લોકમાં લાજ;
પાણિ જાય પરિયા તણું, કયમ કરિયે તે કાજ. ૨૭૦
વેગે દિવસ વહી ગયો, રાતપડી ઘન ઘોર;
બહાર જાર જન નીકળે, કાં ચાકર કાં ચોર. ૨૭૧
વા. ૩૮ નારી જે જારી કરે, કુબુદ્ધિનૂ તે કાજ;
બોળે પરિયા બાપના, લાખેણી ખુએ લાજ. ૨૭૨
વા. ૫૮ ભુંડામાં ભુંડી ઘણી, પરનર સાથે પ્રીત;
પુન્ય કરેલું પરજળે, રૂડી નહિ એ રીત. ૨૭૩
આ લોકે અપજશ ઘણો, અધર્મ અન્યા જાણ;
પરલોકે પછિ જઈ પડે, ખરી નરકની ખાણ. ૨૭૪
નારી જારી નીચ છે, ચતુર તણો નહિ ચાલ;
જશ એમાંથી શો જડે, માંહિ નહીં કાંઈ માલ. ૨૭૫
વા. ૬૬ ડાકણ ભૂત ને વ્યંતરી, લે મુંક્યો ઉતાર;
પ્રમદા ખીજી પ્રાણલે, ક્ષણું ન લાગે વાર. ૨૭૬

વાયસ વિમળ નહોય કદિ, મહિપતિ હોય ન મિત્ર;
જગમાં નહિ જાડા વિના, ચતુરાં તણું ચરિત્ર. ૨૭૭
સ્ત્રીની બુધિ તો પાનિયે, હૈડું ન રહે હાથ;
મેહેલ મેડિયો મૂકિને. ગઈ સોદાગર સાથ. ૨૭૮
માબાપ વાલાં નવ કર્યાં, ન કર્યા વહાલા ભ્રાત;
કાયા વાહલી નવ કરી, વધતી શોકહું વાત. ૨૭૯
વા. ૬૬ માબાપ વાટ જોઈ રહ્યાં, સ્વજનો પામ્યા શોક;
ફટરે ફટ સઉકો કરે, ત્રાહ ત્રાહ કહે લોક. ૨૮૦
પ્રાણ પછી તજવો પડ્યો, લક્ષ ગમાવી લાજ;
સહસા કામ કર્યા થકી, કશું ન સાધ્યું કાજ. ૨૮૧
આતમ ઘાત કરવા થકી, થઈ પાપમાં ગર્ક;
સહસા કામ કર્યા થકી, નક્કી પડી જઈ નર્ક. ૨૮૨
વા. ૪૭ પરણ્યા નરને પરહરી, નારી નિકળી જાય;
તે અંમૃત રસ પર હરી, ઝેર હળાહળ ખાય. ૨૮૩
વા. ૨૩ નારી ને હણવી નહીં, વાંક પડે જો લાખ;
પરહરવી પાસે થકી. શાસ્ત્ર પુરે છે સાખ. ૨૮૪
બ્રહ્મહત્યા છૂટ્યા તણો, કાંઈ કાળે ઉપાય;
સ્ત્રીહત્યા જેણે કરી, તેતો નરકે જાય. ૨૮૫
વા. ૩૫ જે મારગ કેસરિ ગયો, રજ બેઠી તરણાંય;
તે ખડ ઉભા સૂકશે, નહિ ચાખે હરણાંય. ૨૮૬

## कामदेवना जोर विषे. २३

વા. ૫૮ કાયામાં કંદર્પ છે, બહુ વિધિ મારે બાણ;
આતુરનાં ચિત ચૂકવે, પરવશ પાડે પ્રાણ. ૨૮૭
વા. ૩૬ મળે અગ્નિ ઘૃત એકઠાં, સ્થિર ઉકાળો થાય;
કોણ સતી કે સાધવી, કોણ રંક કે રાય. ૨૮૮
કામિ પુરૂષને કામની, મળ્યે ઉપજે મોહ;
એક એક ઉપર મન ધસે, ચમક પાણ પર લોહ. ૨૮૯
વા. ૩૫ ભુખ્યાંને અણ ભોજ્યશું, અનાથને શી આથ;
કશી જારને દીકરી, ઉન્મતને શો સાથ. ૨૯૦
સત્ય શીળ ડાહાપણ ગયું, ગયુંજ નિર્મળ નામ;
સૌ પાણી વહેતે ગયું, જ્યારે પ્રગટ્યો કામ. ૨૯૧
પુત્ર મિત્ર વહાલો નહીં, નહી રત્ન નહિ દામ;

પંડિત પણ વહાલો નહીં, જ્યારે પ્રગટ્યો કામ. ૨૯૨
અળખામણું આખું જગત, અળખામણા શિવ શામ;
આત્મા નિજ અળખામણો, જ્યારે પ્રગટ્યો કામ.૨૯૩
ગમે ન ઘર પુર મેડીયો, ગમે ન ઉદ્યમ ઠામ;
ગમે ન વાત વિદ્યા તણી, જ્યારે પ્રગટ્યો કામ. ૨૯૪
ઉમયા પતિ શિવ જીતિયો, જીત્યો નહિ શ્રીરામ;
બ્રહ્માએ નવ જીતિયો, અજીત કહે એ કામ. ૨૯૫
જીત્યો નહિ મહા મુનિવરે, જીત્યો નહિ રવિ ચંદ્ર;
જીત્યો ન વ્યાસ વિચક્ષણે, જીત્યો નહિ સુર ઈંદ્ર. ૨૯૬
જીત્યો ન પાંચે પાંડવે, જીત્યો ન રાવણ રાય;
જીત્યો નહિ જોગેશ્વરે, કામ અજીત કહેવાય. ૨૯૭
વેદ પઠન કવિ ચાતુરી, સઘળી વાતો સહેલ;
આભ ચઢન ઈંદ્રી દમન, કામ જિતન મુશકેલ. ૨૯૮
પારાસર પંડિત ભલો, નવ ખંડ જેનૂ નામ;
મછગંધા મનમાં વશી, કરતવ્ય કહિએ કામ. ૨૯૯
ચાતુર ચંદ્ર સરિખડો, રોહિણિ જેની રામ;
બ્રાહ્મણિ તેણે ભોગવી, કહિએ કરતવ્ય કામ. ૩૦૦
કહેતાં પાર ન પામિયે, પ્રકાશિયે શિદ પાપ;
સૌકો મનમાં સમજીને, જાણો આપો આપ. ૩૦૧
વા. ૫૩ શમુદ્ર સરખા ઉલટે, સરોવરના શા ઢંગ;
તોળાય હરાડા હાથિયા, ત્યાં પાડા પાસંગ. ૩૦૨

## વ્યભિચારિને શિખામણ વિષે. ૨૪

વા. ૨૦ પર નારી પાળી ખરી, કાપે નિત્ય નિત્ય કાય;
રૂઠ્યા જેને રામજી, પર નારી પેં જાય. ૩૦૩
પર નારીના પરભવ્યા, બૂડ્યા ઓંતેર લાખ;
કહેતો તેહ કથા કહું, શાસ્ત્ર તણી દઉ સાખ. ૩૦૪
વા. ૩૮ પિવું હળાહળ સોયલું, વછનાગની વાત;
જીરવવું ઘણું દોહલું, કરે દેહની ઘાત. ૩૦૫
વા. ૪૪ તે વેળા તેની પડા, તેજ પલક તેવાર;
અજર નહીં એ વાતમાં, શોશ તણો સંસ્કાર. ૩૦૬
બાવના ચંદન પરહરી, કૌવચ વહાલી કીધ;
પરણી સ્ત્રીને પરહરી, દિલ પરસ્ત્રી ને દીધ. ૩૦૭

પ્રા. ૪૭ નાગરવેલી પરહરી, ચાવ્યાં પીપળ પાન;
સિંહ શાર્દુલો પરહરી, સ્નેહે ઇચ્છ્યું શ્વાન. ૩૦૮
હય ગજ વાહન પરહરી, ખર વાહન આખેર;
અમૃત ભોજન પરહરી, જમવા માંડ્યું ઝેર. ૩૦૯
ઘરનારી ઘરના ધણી, એતો અમૃત ખાણ;
પરનરને પરનારિયો, ઝેર હળાહળ જાણ. ૩૧૦

પ્રા. ૧૫ શામળભટ્ટ શીક્ષા કહે, શણજો સઉ સંસાર;
પરનારીની પ્રીતમાં, અવગુણ એક હજાર. ૩૧૧
લક્ષ વિછીની વેદના, ખરી વાત ક્ષય રોગ;
પરનારી શું પ્રીતડી, ભારિ કરમના ભોગ. ૩૧૨

પ્રા. ૫૩ જારી જિવ જોખમ કરે, જારીથી જર જાય;
જારીથી જશ નવ રહે, અધિક થાય અન્યાય. ૩૧૩
સિંહ ભક્ષ ખાય શિયાળિયું, શશલો જીતે શેર;
અહિને જીતે અળશિયું, થાય તરણનો મેર. ૩૧૪

પ્રા. ૫૮ પગલે પગલે પાપ છે, ડગલે ડગલે દુઃખ;
જાર કરમ જેણે કર્યું, સ્વપનામાં નહિ સૂખ. ૩૧૫
સારૂં લાગે સ્વલ્પ પણ, જાય છે જશ જર જોર;
નર નારી નરકે પડે, અંતે અંધારૂં ઘોર. ૩૧૬
ઝાડ ઝેરનૂ જારી છે, માઠાં તેનાં મૂળ;
મૂરખ મન મોટમ ગણે, ધર્મીને મન ધૂળ. ૩૧૭
જાર ગણે કરિ જારિયો, લાભ લિધો મેં લાખ;
પણ ઝાકળ જળ, ઝાંઝવાં, રૂડાને મન રાખ. ૩૧૮
પવિત્ર જન રહેજો પરા, ડાહ્યા રહેજો દૂર;
સમિપ રહ્યાથી સુખ જશે, વહેશો વહેતે પૂર. ૩૧૯
રાવણ સરખો રોળિયો, દશ મસ્તક ભુજ વીશ;
તજ્યું રાજ્ય લંકા તણું, આપે કોપ્યા ઇશ. ૩૨૦
વાળિ જોરાવર વધ થયો, શત ભગ પામ્યો ઇંદ્ર;
ક્ષયરોગે ખરતો ગયો, ચતુર પુરૂષ જે ચંદ્ર. ૩૨૧
દુર્જોધન દેહવટ ગયો, કૈરવ પામ્યા કષ્ટ;
પરનારીથી પરભવ્યા, વિષમ ઝેરની વૃષ્ટ. ૩૨૨
કૈચકસો સાથે રમ્યા, ભારે શુભટો ભ્રાત;
એક ચિતામાં એ બળ્યા, એમ થયો ઉતપાત. ૩૨૩

એવાં થાય અનેકધા, આદ્ય અંત્ય ને અદ્ય;
પરનારી પરતક્ષ છરી, શીશ કપાવે સદ્ય. ૩૨૪

વા. ૨૯ ભજન એક ભગવાનનૂ, પરમારથ કે પુન્ય;
ત્રીજું તત્વ તેથી નથી, તે વિણ સઘળું શુન્ય. ૩૨૫

વા. ૬૪ વિજારિ[1] કોધે શું થશે, જુવાનિ કેરૂં જોર;
કાં પૂરૂષ કાં પ્રેમદા, ચતુર્ભુજ કેરાં ચોર. ૩૨૬
ઝાકળ કેરાં ઝાંઝવાં, ઘડી એકનૂ સૂખ;
પરભવ પડશે નરકમાં, દાવાદળ ત્યાં દુઃખ. ૩૨૭
જેણે જોબન જીતિયાં, જીત્યાં પરનર નાર;
તે જનતો સિંધૂ તર્યા, ઉતરિયાં ભવપાર. ૩૨૮
હાથ હૈયાં નવ રાખિયાં, થયાં વ્યસનમાં ગર્ક;
તે બુધ્યહીણા બૂડિયા, નીચ ભોગવ્યા નર્ક. ૩૨૯
માણસને તો છેતરે, કરે વિજારી વાત;
છબિલો જાય ન છેતર્યો, અંતર જામી જાત્ય. ૩૩૦
ચાતુરિ જો હોય ચિત્તમાં, વિદ્યા ભણિયા વર્ત;
રીઝવજો રઘુનાથને, તો તે ફળશે તર્ત. ૩૩૧
પરપૂરૂષ પર નારિને, પરનરને પરનાર;
ઝેર હળાહળ જાણજો, અતિ તાતા અંગાર. ૩૩૨

વા. ૬૫ સઉ સઉ મન ડાહ્યાં થઈ, કરે છે છાનાં કામ;
માણસને વંચે સઉ, જાય ન વંચ્યો રામ. ૩૩૩
છાનૂ જઈને વાવિયે, એતરમાંહી બીજ;
એવું ઉગી નીકળે, એમાં શી રીઝ ખીજ. ૩૩૪

વા. ૧૫ સઉ સરખાં નથિ સૃષ્ટિમાં, નરનારી લખ ક્રોડ;
ભલા ભલી પૃથવી ઘણી, જુગતે નહિ કો જોડ. ૩૩૫

વા. ૫૭ કમળો જેની આંખમાં, લીલું પીળું દેખ;
નિજ સમ જાણે સર્વને, નહિ તેમાં મિન મેખ. ૩૩૬

વા. ૩૫ કમળ નિત્ય જળમાં રહે, નિમિષ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનૂ શુદ્ધ શરીર. ૩૩૭
અગ્ની બાળે સર્વને, જીવ ન બાળ્યો જાય;
સૌને જીતે કામ પણ, [2]જ્ઞાની નવ જીતાય. ૩૩૮

---

૧ વ્યભિચાર ઢાંકવો. ૨ જેઓ ભૂલ્યા, તેઓનુ જ્ઞાનીપણું તે સમે ટળી ગયેલું; માટે નિરંતર જ્ઞાની પણું સંભાળી રાખવું.

## सतीस्त्री विषे. २५

વા. ૩૫ કેસરી-મુછ, ભોરિંગ-મણિ, કૃપણ દ્રવ્ય, સતિનારે;
જીવ ગયે પર કર જશે, પડ્ય પાસા પોબાર. ૩૩૯
ઇશ્વર બેલી સત્યનો, નોધારાં આધાર;
સત્ય રાખે સતિયા તણું, પડ્ય પાસા પોબાર. ૩૪૦
સત્યે બાંધી મેદની, સત્યે સઉ સંસાર;
હોય સત્ય જો અધવસો, પડ્ય પાસા પોબાર. ૩૪૧
સત્ય ચુકે જો સાધવી, ભૂમિ રહે નહિ ભાર;
સત્ય હોય સંસારમાં, પડ્ય પાસા પોબાર. ૩૪૨
વા. ૪૩ સૂર્ય સામિ રજ નાંખિયે, પોતાને છંટાય;
ધર્મ અધર્મ ને સત્ય અસત્ય, તે વેળા તોળાય. ૩૪૩
વા. ૬૨ રૂડાં કુળ મા બાપની, રૂડાં કરમની રેખ;
સતી શિરોમણિ સાધવી, તેમાં નહિ મિન મેખ. ૩૪૪
વા. ૩૫ અંબ અંબ ફળ ઉતરે, કદળી કેળાં સાર;
ખરાસ ન તજે વાસના, પડ્ય પાસા પોબાર. ૩૪૫
વા. ૪૩ ધન્ય અવતાર ધણી કહે, ધન્ય તુજ પૂરણ પેર;
શામા ધન્ય સતીપણું, ધન્ય ધરૂણિ મુજ ઘેર. ૩૪૬
ધન્ય ધન્ય તુજ તાતને, ધન્ય તારો અવતાર;
ધન્ય જનેતા તાહરી, ભાગ્ય તણો ભંડાર. ૩૪૭
વા. ૫૨ માનીતી માંટીતણી, વશ વરતે લક્ષ લોક;
ખાય પિયે ખુશી કરે, સમણામાં નહિ શોક. ૩૪૮

## सत्य विषे. २६

વા. ૧૧ જૂઠી વાત ન બોલિયે, જૂઠી વાતે દુઃખ;
સાચે સિદ્ધી પામિયે, સાચી વાતે સુખ. ૩૪૯
વા. ૩૨ સઘળું કરવું સોહલું, જપતપ તીરથ દાન;
સત્ય પાળવું દોહિલું, સત્યે મોટું માન. ૩૫૦
વા. ૮ ક્ષમા રૂપિયું ખડગ છે, મહેર રૂપાની મૂઠ;
સત્ય રૂપિ તો સાંગ છે, તેને શાંની તૂટ. ૩૫૧
વા. ૨૮ જનની જઠરે જન્મિને, કાં નર કે કાં નાર;
સત્ય રાખે પોતા તણું, તે જીતે સંસાર. ૩૫૨
વા. ૨૫ ઇશ્વર બેલી સાચનો, અહોનિશ આઠે જામ;

નોધારાં આધાર 'સત્ય, રાખણ હારો' રામ. ૩૫૩
વા. ૬૩ સાંભળ પંડિત પંખિયા, તેં પુછ્યું મુજ કામ;[1]
જીભે જૂઠું નહિ કહું, સાચે રાચે રામ. ૩૫૪

## ईश्वर इच्छा विषे. २७

વા. ૬ અનેરડી ઇશ્વર ગતી, કળી શકે નહિ કોય;
આરંભ્યું અમથું રહે, હરિ કરે તે હોય. ૩૫૫
વા. ૧૦ આવરદા જેની અધિક, હરિ પ્રસંન જો હોય;
સો લાખો શત્રુ મળે, મારિ શકે નહિ કોય. ૩૫૬
વા. ૨૦ ભીમ કહે શુણ ભામની, તજ મન ચિંતા શોક;
ગમ્યું થાય ગોવિંદનૂ, ડહાપણ કરવું ફોક. ૩૫૭

## सपुत विषे. २८

વા. ૩૨ સપૂતથી શોભા વધે, સપુત પમાડે સ્વર્ગ;
સપુત થકી સુખ સર્વ છે, વિવિધ પ્રકારે વર્ગ. ૩૫૮
વા. ૨ હોય પિતા નિર્ભાગીયો, તાલેવન હોય તન;
હાથી ઘોડે તે ચડે, સદાવ્રતો દે અન્ન. ૩૫૯
વા. ૫૯ ધન ધન તેની ધેણને,[2] ધન ધન તેની માત;
પુત્ર પનોતો પ્રસવીયો, જશવંતો જે જાત. ૩૬૦
વા. ૫૭ મૂછાળો સઉ મરદમાં, વીરાધી મહા વીર;
સુરામાંહી સલક્ષણો, ધર્મ ધુરંધર ધીર. ૩૬૧
વા. ૬૫ રૂડો ભુંડું ન આચરે, કરે ન કૂડું કામ;
રૂડાને જાણે સઉ, ગુણવંત બાધું ગામ. ૩૬૨
વા. ૩૬ માત પિતા સુખ પામિયાં, તે સુત સત્ય સુજાણ;
માત તાતને દૂભિયાં, પેટ પડ્યો તે પહાણ. ૩૬૩
વા. ૧૦ પિતા વચન લોપે નહીં, સાચો તેજ સપૂત;
માને નહીં માબાપનું, કહિએ તેજ કપૂત. ૩૬૪
વા. ૫૨ માબાપે મુજને કહ્યું, મેં નવ માન્યું નેટ;
મારૂં ડહાપણ શાણપણ, તેમાં ઉઠી વેઠ. ૩૬૫
વા. ૬૭ એક તાત જે જન્મદે, બિજો તાત કરતાર;

---

૧ તે ભુંડે કામે જતી હતી, પણ જુઠું બોલવાના પાપથી ડરતી હતી. તો પ્રભુએ તેનો ધર્મ રાખ્યો. તેથી પોપટની શીખામણ તેના મનમાં ઉતરી. ૨ ગર્ભમાં ધરનારી તે ધેણ અને જન્મ આપ્યા પછી મા કહેવાય.

ત્રીજો તાત ગુરૂ ગણો, ચોથો અન્નદાતાર. ૩૬૬

## સ્ત્રીના ગુણ વિષે. ૨૯

વા. ૬૫ સઉ જન જણિયા જુવતિએ, ધવરાવ્યા મહા ધીર;
જોર કરે કુણ જુવતિશું, ઉછેરી પાયું નીર. ૩૬૭

વા. ૧૦ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રને, ચંદ્ર, ઇંદ્ર, ખટમૂખ;
જતિ, સતિ, સિધ, સાધક થયા, કામનિ કેરી કૂખ. ૩૬૮
એથી થયા ને ઉધર્યા, રમાડીયા મહાવીર;
એણે રાખ્યા ઉદરમાં, પેગાંમર ને પીર. ૩૬૯

વા. ૩૨ મૂનૂ ઘર શામા વિના, સુની સમૃદ્ધી સેજ;
સુનો જનમ સ્વામી તણો, સ્ત્રી ભાગીરથી તેજ. ૩૭૦

વા. ૫૪ સઘળી સ્ત્રી સરખી નથી, કો રાણી કો દાસ;
કો સતિ કો સીકોતરી, કોઈ દૂધ કે છાશ. ૩૭૧

વા. ૩૨ દ્યો નારીને નેહથી, આભૂષણ લખ પાંચ;
લાડ લડાવો લખવસા, પણ અદકી દ્યો આંચ. ૩૭૨
[1]સાચું સદા ન બોલિએ, મહા ન દઇએ માર;
પ્રીતિ રહે ભકતી રહે, વનિતાશું વહેવાર. ૩૭૩
સતી શિરોમણિ સુંદરી, સ્નેહી શુદ્ધ શરિર;
તો પણ આંખ્ય દેખાડીએ, નેણ ભરે જ્યમ નીર. ૩૭૪
પટકુળ દઇ પચરંગના, સોળ સજો શણગાર;
ખાનપાન ખવરાવીએ, દઇએ આંચ લગાર. ૩૭૫
કરે મજૂરી ચાકરી, શૂર કપાવે શીશ;
વિદેશમાં વનમાં ફરે, અબળા કારણ ઇશ.[2] ૩૭૬

## પતિના વિજોગ વિષે. ૩૦

વા. ૫૭ મરદ પોગ ઘેર માનની, દિવ્ય દેવાંશી એહ;
નેહ ઘણો નરે નારને, જીવ એક જુઇ દેહ. ૩૭૭
ગાન વતી ને ગુણવતી, રૂપવતી તે રામ;
લાજ વતી લક્ષણવતી, કરે સદા શુભ કામ. ૩૭૮
જરવંતી જોબન વતી, જશવંતીય જરૂર;

---

૧ વગર કેળવાયેલી આગળ જો સાચું કહીએ કે, મારે આટલી પુંજી છે તો તે કહેશે કે બધી પુંજીનું મને ઘરાણું ઘડાવીને આપો.
૨ સ્વામી.

લજ્જા કો લોપે નહીં, ભાગ્યશાળી ભરપૂર. ૩૭૯
સ્મૃદ્ધિવતી બુદ્ધિવતી, સુદ્ધિવતી સૂજાણ;
કોડવતી કુંદરપવતિ, માનનિ પણ *મેહેરાણ. ૩૮૦
વા. ૫૨ ઘરમાં જઈ નર ગુણ નિધી, કહે કામનીને કહેણ;
વહાણામાં અમો વાઘશુ, વનિતા સાંભળ વેણ. ૩૮૧
જ્યારે ઈશ્વર લાવશે, વળિ આવીશું વાસ;
મંદિર રહેજો માનની, પ્રિયજન કેરે પાસ. ૩૮૨
ખાઓ પીઓ ખુશી કરો, પોઢો પલંગ પાટ;
પાન ફુલ પરિમળ ઘણા, હિંચો હિંચોળા ખાટ. ૩૮૩
મૂર્છાગત થઈ માનની, એ સુખ સર્વ બાળ્ય;
ચતુર મુકીને ચાકરી, ઘેર શિયાળો ગાળ્ય. ૩૮૪
નરવિણ નારી એકલી, ધિક તેનો અવતાર;
કુટુંબ કદી લખ કોટિધા, પણ સૂનો સંસાર. ૩૮૫
વા. ૩૬ મૈયર વાસી માનની, તેનાં પૂરણ પાપ;
સ્ત્રી સાથે સ્વામી તજે, અધિક કરમની આપ. ૩૮૬
વા. ૫૨ બળ્યું ખાંવું ને એલવું, બાળ્યા સરસ સણગાર;
બાળો પુષ્પ પલંગને, ભવન નહી ભરથાર. ૩૮૭
બાળ્ય સજ્યા સુખ સ્મૃદ્ધિને, બાળ્ય પુષ્પના હાર;
બાળ્યગીત નૃત્ય ગાનને, ભવન નહી ભરથાર. ૩૮૮
બાળ્ય મરદ તુજ ચાકરી, બાળ્ય કમાઈ કૃત્ય;
નરવિણ નારી એકલી, દુઃખ દાવાદળ મૃત્ય. ૩૮૯
જેમ સરોવર જળવિના, જેમ વિના ફળ વ્રક્ષ;
દાતા પાખી માગણો, શોભે નહિ શુભ દક્ષ. ૩૯૦
વિદ્યા પાખી વિપ્ર જ્યમ, ગરથ વિનાજ ગૃહસ્થ;
નરવિણ સ્ત્રી શોભે નહીં, જો હોય સગળી વસ્ત. ૩૯૧
વા. ૬૧ દશ લખ આજ દિપોછવી, પાંચ લાખ શુભ પર્વ;
અડસઠ વીવાથો અધિક, સજન મળ્યા સુખ સર્વ. ૩૯૨
વા. ૬૭ ચતુર પિયા તુમ ચાલતાં, પંડ પડે જિવ જાય;
નેણાં પડશે નીકળી, કાળજું કડકા થાય. ૩૯૩
આભ પડે ધરતી ગળે, એવડું મારૂં દુઃખ;
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સૂખ. ૩૯૪

*સમુદ્ર.

નરથી નારી એકલી, પગલે પગલે વંક;
દિન દિન દીસે દામણી, કામનિ શીરે કલંક. ૩૯૫

વા. ૫૨ કંથે બે કર જોડિયા, આંસૂ લૂયાં આપ;
જઇએ નહિ તો જાન છે, છતા લાભમાં છાપ. ૩૯૬
જ્યમ ત્યમ કરિ દિન નિર્ગમો, કાલ આવિશું કીધ;
હુકમ હોય તો કીજીએ, સારિ વાતની સિધ્ય. ૩૯૭

વા. ૩૪ વસે દૂર દેશે ઘણા, દુર સાગરનૂ પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસે, નથિ દૂર. ૩૯૮

વા. ૫૨ સોપારિ આપી શુંદરી, તિલક કર્યું ત્યાં તર્ત;
પ્રતીગના પોતે કરી, વિવિધ પ્રકારે વત. ૩૯૯

## વિજોગણીના વિલાપ વિષે. ૨૧

વા. ૩૯ મારો મારા કંથનો, દિસતો જૂદો દેહ;
પ્રીત મીનને જળ સમી, જ્યમ વિદ્યુત ને મેહ. ૪૦૦
જ્યમ કોયલ ને અંબવન, જે વિધ ચંદ્ર ચકોર;
જ્યમ અગ્નીને વાયુને, જેમ મેઘ ને મોર. ૪૦૧
જેમ કૃષ્ણ ને રાધિકા, જેમ રોહિણી ચંદ્ર;
જેમ રનાદે ને રવી, જ્યમ ઇંદ્રાણી ઇંદ્ર. ૪૦૨
પ્રીત સુરજમાં કમળને, પ્રીતી ચંદ્ર ચકોર;
નીર સંઘાતે મીનને, મેહ સંઘાતે મોર. ૪૦૩

વા. ૩૯ એક ઘડી રહિયે પરાં, વર્ષ બરાબર થાય;
એક દિવસ રહેવું પડે, જરૂર જીવડો જાય. ૪૦૪
કરગરિ કહું કરતારને, તનમનથી હું તર્ત;
પ્રભુની પાસે માગિયે, માંટી પહેલું મર્ત્ય. ૪૦૫
સૂની એક ઘડી રહે, ધણી વિનાની ધન્ય;
લક્ષ વિંછીની વેદના, ઝેર હળાહળ અન્ન. ૪૦૬
તે પિયુ પરગામે ગયા, દુખ પામું હું દેહ;
વાટ જોઉંછુ તેહની, જ્યમ દાદુર ને મેહ. ૪૦૭
ટોળા વિછોઈ મરઘલી, જ્યમ રડવડતી રાણ;
ત્યમ હું ટળવળતી રહું, જ્યમ બૂડ્યાં બહુ વહાણ. ૪૦૮

વા. ૬૭ વીંછી કેરી વેદના, જેને વીતી હોય;
તે જાણે એ દુઃખમાં, અવર ન જાણે કોય. ૪૦૯

વા. ૩૯ એક ઘડી એક વર્ષની, રાત્ય કલ્પ થઈ સાચ;

તે જાણે મન માહરૂં, દિવસ જશે ક્યમ પાંચ. ૪૧૦

## સોક્યો વિષે. ૩૨

વા. ૬૪ સોક્ય સમું કો સાલ નહિ, સોક્ય સમો નહિ રોગ;
સોક્ય સમાને દુખ નહીં, સોક્ય કર્મના ભોગ. ૪૧૧
લક્ષ વિછીની વેદના, પગલે પગલે પીડ;
સોક્યને માથે [1]શલ પડો, ક્રોડ કાનમાં કીડ. ૪૧૨
લક્ષ આંચ અગની તણી, લક્ષ સર્પનૂ ઝેર;
લક્ષ ઘાવ સમશેરના, તેવું સોક્યનૂ વેર. ૪૧૩
લક્ષ તાવ હોય ટાઢિયા, લક્ષ હોય ક્ષય રોગ;
અધિક એથિ દુખ સોક્યનુ, ભાવે નહિ સુખ ભોગ. ૪૧૪
વડિ સોક્યે વીચારિયું, ન્હાનિ પ્રસવે પુત્ર;
માન પામશે માનની, ભોગવશે ઘરસૂત્ર. ૪૧૫
ન્હાની સ્ત્રિયે વિચારિયું, મોટી ડાહી થાય;
એ જીવ્યાથી સુખ નહીં; મરે તો ભાવઠ જાય. ૪૧૬
બે જણિ એના કામમાં, દુર્મતિ ખરચે દામ;
પરપંચે બે પ્રેમદા, કરે પોતાનૂ કામ. ૪૧૭
કામણ [2]રૂંમણ કોટિધા, કરે અતિઘણાં અંધ;
દોરા ચીઠી ચોગણી, ધણી ન જાણે ધંધ. ૪૧૮
વડી મળી એક વિપ્રને, મનમાં રાખી મેલ;
વાંકો નેં વરણાગિયો, છોગાળો નેં છેલ. ૪૧૯
તાજું રાખે ટીપણું, જોશી માંહે જાણ;
વિખ્યાત બાધા વિશ્વમાં, પંચ કરે પરમાણ. ૪૨૦
નિત્ય આવે નારીકને, ગુણ જાણે સઉ ગામ;
વાંકો નેં વિદ્યા ભણ્યો, નરભો તેનૂ નામ. ૪૨૧
કામનિ કહે કહો તે કરૂં, સોંપું ઘર ઘરસૂત્ર;
વનિતા જો રહે વાંઝણી, પ્રસવે નહિ જો પુત્ર. ૪૨૨
ભરાય મહિનો માહરો, તો માને મુજ મંન;
સર્વશ સોંપું હું તને, તન મન નેં વળિ ધંન. ૪૨૩
બીજી સોક્યે [3]વરતિયો, તેડાવ્યો એકાંત;
વાત સરવ માંડી કહી, ભાગી મનની ભ્રાંત. ૪૨૪
પૂજ્ય ઉપાય ત્રિતે કરો, વશ થાયે નિજ નાથ;

---

[1] સલાડૂ. [2] ટુચકા, અથવા ટોણું. [3] ગોરજી.

જો મારૂં ધાર્યું કરો, લ્યો લાખેણો લાવ. ૪૨૫
પુજ્ય પુજાઓછો પરગણે, છોકામણકર રાય;
મરે જો મારી સોક્યડી, ભવની ભાવઠ જાય. ૪૨૬
કદાપિ સોક્ય મરે નહીં, જડેન તમને જાગ્ય;
રાખો એને વાંઝણી, પ્રણમું તારે પાગ્ય. ૪૨૭
સાલ ટળે જો સોક્યનૂ, પામું જો હું પુત્ર;
તો તમને સોંપું અમો, તન મન ધન ઘરસૂત્ર. ૪૨૮
જે માગો તે આપિયે, સ્નેહ કર્યો તે સાથ;
કોલ પરિયા પંચાસનો, હેતે આપ્યો હાથ. ૪૨૯
વારૂ કહિ વરતિક ગયો, દશ દીલાસા દીધ;
મહોર એક સોનાતણી, લોભ કરીને લીધ. ૪૩૦
સઉ સઉને કામે થયાં, પોત પોતાને પંથ;
સઉ સઉનૂ ડહાપણ કરે, કાંઈ ન જાણે કંથ. ૪૩૧
એક એકનાં હેરાં કરે, એક એક પરડે પુંઠ;
કોને નવ લોપી શકે, કરે તે માયા કટ. ૪૩૨
સદ વિદ્યા કોમાં નહીં, સાચો ન મળે સંચ;
ફોગટ ફંડ રૂડો રચે, પેટ તણા પરપંચ. ૪૩૩
શિયાળ જાયે સિંહ ઘેર, મુષક મીનડી પાસ;
અહિ પાસે જઈ અળશિયું, જીવ્યાની શી આશ. ૪૩૪
મેડક જેમ મણિધર ધરે, શાર્દુલ સાથે શ્વાન;
અજા જાય ઘેર વાઘને, મરવાને મેમાન. ૪૩૫
એકને વહાલો વરતિયો, એકને વહાલો બ્રહ્મ;
એક એકને મારવા, કુટી મરે છે કર્મ. ૪૩૬

## નઠારા વર વિષે. ૨૨

વા. ૫ નગણો નેં નીદ્રાળવો, હીનૂ દયા તન રોગ;
એવો કંથ જે કામની, તે ભામનિના ભોગ. ૪૩૭
તેને દે કોણ દીકરી, કાણો વૃદ્ધ કુરૂપ;
દીપક હાથે લઈને, કોણ પડે જઈ કૂપ. ૪૩૮
વા. ૨૨ વટેમારગૂ વાટમાં, હશિ દેખાડે હાથ;
આ વર રૂડો પરણશે, ચંદ્રમુખી સ્ત્રી સાથ. ૪૩૯
વા. ૫ ભંગી બ્યસની આળસૂ, લંપટ જુગારિ આપ;
એવો કંથ જે કામની, પૂરણ તેનાં પાપ. ૪૪૦

## જુગારી વિષે. ૩૪

જુગારિ હાથે વાંકડાં, મર્કટ કંઠે હાર;
ઘેલી સ્ત્રી શિર બેડલું, રહે કેટલી વાર. ૪૪૧

વા. ૬૬ જુગટાથી ભુંડું નહી, જુગટાથી નહિ જૂઠ;
આ લોકે અપજશ ઘણો, પરલોકે પ્રભુ રૂઠ. ૪૪૨

જુગારિ જો વિદ્યા ભણ્યો, કે જનમ્યો શુભ કૂલ;
જુગારિમાં ગુણ જેટલા, આડિવાટની ધૂળ. ૪૪૩

જુગારિમાં ડહાપણ ઘણું, ઘડે ઘરેણા ઘાટ;
જે ચતુરાઈ ચાળવે, તેમાં ઊંડી વાટ. ૪૪૪

જુગારિ જે જપ તપ કરે, જુગારિ ગંગા ન્હાય;
જુગારિ જે કંઈ જશ કરે, તે ધુળ ધાણી થાય. ૪૪૫

વા. ૧૫ રમે જુગટુ રાડ્યો કરે, ગુણકાને ઘેર જાય;
દામ ખોયા દેહવટ ગયો, કપુત જણાયો કાય. ૪૪૬

વેચ્યાં મંદિર માળિયાં, વેચ્યાં વસ્ત્ર શણગાર;
વેચ્યાં ચોઠી ચોપડા, ખોયો જનમાં કાર. ૪૪૭

અન્ન ન મળે ઉદર ભરી, નમળે દમડો દામ;
અનિતિ અધર્મ ઘણો કરે, કુડાં કરે નિત્ય કામ. ૪૪૮

વા. ૨ મરવા ઉપર મન કરે, શરીરમાં લે સાપ;
એવો કોણ અભાગિયો, અતિ દુખ શિર લે આપ. ૪૪૯

પિતા સમૃદ્ધિ મૂકે ઘણી, કર્મહીણ હોય પુત્ર;
ધન હીણો થઈને રહે, ભીખ માગતો સૂત્ર. ૪૫૦

## भीखारी विषे. ३५

વા. ૮ માઠું સઉથી માગવું, માગ્યાથિ રૂડું મર્ણું;
ભિખારિ નામ ભલું નહીં, તુછ છેક તે તર્ણું. ૪૫૧

વા. ૨૦ જાચક જાય ગરીબ થઈ મહિપતિ જાચન મંન;
માન પુરૂં પામે નહીં, અતિ દુઃએ લે અન્ન. ૪૫૨

## कृपण विषे. ३६

વા. ૨૧ પીતા ગરવો મેઘથી, માગણ તૃણથી તુછ;
કૃપણ કઠણ છે લોહથી, પવન મન થકી પુછ. ૪૫૩

વા. ૩ ધરણિ હસે ધન ડાટતાં, [1]કવચ પહેરતાં કાળ;

---

[1] બખ્તર.

અભિચારી નારી હસે, કંથ હુલાવે બાળ. ૪૫૪

વા. ૩૩ પરમારથ નવ પ્રીછિયા, શાણા સમુજો શીખ;
વસ્ત્ર વિહોણા વળવલે, ભટકી માગે ભીખ. ૪૫૫
પરમારથ પ્રીછ્યા નહીં, ભવોભવ તેના ભોગ;
રગતપીત રોગે રહ્યા, સપને નહિ સંજોગ. ૪૫૬

## कपट विषे. ३७

વા. ૩૨ શીધે રસ્તે સાંચરે, તેતો પામે સૂખ;
ચપટ વળે છે કપટનૂ, થાય દેહમાં દુઃખ. ૪૫૭
જેહ કરે તે ભોગવે, જે વાવે તે ખાય;
જેહ ખણે તે તો પડે, કળિ જુગ તે કહેવાય. ૪૫૮
મારણ ઇછે તે મરે, લૂટે તે લૂટાય;
ઠગ વિદ્યાથિ ઠરે નહીં, જ્યમ આવે તેમ જાય. ૪૫૯

વા. ૨૩ જૂઠું ચાલે જેટલું, આટા મધ્યે લૂણ;
જૂઠું વાદળ જેવડું, કહેશે સાચું કૂણ. ૪૬૦

વા. ૪૯ તારા પ્રપંચ તુજ કને, તુજને તારૂં પાપ;
જેહ કરે તે ભોગવે, વેદ પુરાણે છાપ. ૪૬૧

વા. ૧૮ કઠામ કેરૂં ગૂમડું, સસરો વૈદજ હોય;
તસ્કર કેરી માવડી, કોઠીમાં પડિ રોય. ૪૬૨

## चिंता विषे. ३८

વા. ૩૫ અન્ન પાણી ઇછે નહીં, સુખ નીદ્રા નવ થાય;
એકે વાત સુજે નહીં, ચિત લાગી ચિંતાય. ૪૬૩
ચિંતા ટાળી નવ ટળે, લાગી રૂદયા સાથ;
જ્યમ અક્ષર છકુીતણા, પડી પટોળે ભાત. ૪૬૪

વા. ૩ વાતો દિલના દુઃખની, રંચ ન કહિયે રોય;
અધિક ભારે જાય આપણો, ગાંઠ ન છોડે કોય. ૪૬૫
જેઓ દુખ ભાગી શકે, સમર્થ રાખે શર્મ;
કહિએ તેને કરગરી, મનનો મેલી મર્મ. ૪૬૬

વા. ૩૩ નહિ ચિંતા નઘરોળને, આતુર ચિંતા હોય;
દિન દિન થાયે દૂબળો, કળી શકે નહિ કોય. ૪૬૭

વા. ૨૦ દુઃખે ડોલે ડુંગરા, સૂકે સાગર નીર;
ધરતી બાપી ધમધમે, ધરેજ દૃઢતા ધીર. ૪૬૮

દુખ દાવાનળ જેટલું, મોટું મેર સમાન;
તે દુખ ભાગી સુખ કરે, કોઈ શુણ્યો નહિ કાન.૪૬૯

વા. ૧૪ લીલાં ઝાડ સુકાઈ પડે, સમુદ્ર જળ શોષાય;
મારૂં દુખ જે સાંભળે, તેના પ્રાણ પળાય. ૪૭૦

વા. ૧૬ વિશ જોજન વસ્તી નહીં, નહિ અગ્ની નિર ઝાડ;
ભૂખ તરશ તડકો ઘણો, હડ હડ ધ્રૂજે હાડ. ૪૭૧
વાઘ સિંહ ને વરૂ ઘણાં, અરણ્ય આવ્યું વંન;
ખરા બપોર ખરે સમે, સ્ત્રીને પ્રસવ્યો તંન. ૪૭૨

વા. ૨૩ નોધારાં આધાર તું, આપદ ગુજને આજ;
વારે ચડજે વિશ્વપતિ, રાખ્યે મારી લાજ. ૪૭૩

વા. ૩૨ રાજા બોલ્યો રીઝમાં, પડય તો પડજે ઠેડ;
વળતી પડિને શું કરિશ, વૃદ્ધાપણમાં વેઠ. ૪૭૪
ટાળી કોની નવ ટળે, રૂડી ભુંડી રેખ;
છૂટે નહિ વણ ભોગવ્યે, લખ્યા લલાટે લેખ. ૪૭૫
ક્યાં ચંદન મળિયાગરી, ક્યાં સાયર ક્યાં નીર;
જ્યમ જ્યમ પડે વિપત્તડી, ત્યમ ત્યમ સહે શરીર.૪૭૬

વા. ૫૪ કાળ ભમ્યો શિર ઉપરે, જમનું તેડું જરૂર;
દાવાનળમાં દેહ પડિ, પડ્યો સિંધુને પૂર. ૪૭૭

## હિમત વિષે. ૨૯

વા. ૩ પર દુખ દેખી દુખ ધરે, પરસુખથી સુખિ થાય;
સાચી વાત તણો સગો, ઇશ્વર સદા સહાય. ૪૭૮

વા. ૨૯ મરદ મૂછ મુખ એહને, જસ ઉપરા જણ જોય;
ઉપમા એહ સમો વડે, કહી શકે નહિ કોય. ૪૭૯

વા. ૩ અવળું બનતાં આપથી, સહેજે સવળું થાય;
અમૃત થઇ તેને પચે, ઝેર કદી તે ખાય. ૪૮૦
દામ ધિરે દેવાળને, દિવસ પાધરા પેર;
બ્યાજ સહિત વાળી કરી, આવે આપવા ઘેર. ૪૮૧

વા. ૩૨ નરે નિર્માલ્ય નપુંસકો, હોય અકર્મિ અનંત;
તે ધરની ધરણી પરે, શૂરાપણું સજંત. ૪૮૨
બળ દાખે બળવંતને, તે બહાદુર કહેવાય;
તહિતો પહેરી કાંચળી, રાંડો આગળ રાય. ૪૮૩

## મૂર્ખ વિષે. ૪૦

વા. ૩૧ ચતુર હશે તે ચેતશે, પંડિત ધરશે કાન;
મૂરખ તો માને નહીં, જેને રૂદે ન જ્ઞાન. ૪૮૪

વા. ૩૪ કીર્તી આપ તણી કરે, ભરે વૃથા શિર ભાર;
મરે પરસ્ત્રી નેહ વશ, તે મૂરખ સરદાર. ૪૮૫

## આશા ભંગ વિષે. ૪૧

વા. ૩૫ દેવળ દેખીને ગયો, દર્શન કરવા દ્વાર;
દર્શન પણ પરસન નહીં, પડ્યા પાસા પોબાર. ૪૮૬
અમૃત પિરશું થાળમાં, આવ્યો કરવા આહાર;
દાખ્યું પણ ચાખ્યું નહીં, પડ્યા પાસા પોબાર. ૪૮૭
રત્ન અમુલ્ય સોહામણું, લોભિ થયો લેનાર;
દીઠું પણ લીધું નહીં, પડ્યા પાસા પોબાર. ૪૮૮

વા.૧૬ પ્રણમી પાગ નમું તને, દઉ આશિષ બહુ પેર;
લક્ષ ટકા આપ્યા તમો, જો જાવાદ્યો ઘેર. ૪૮૯

વા. ૨૦ દિવસ કમાતાં કઈ ગયા, કપોળ વખાણી ક્રોડ;
ઉડાડ્યા એક પલકમાં, હારે જીતની હોડ. ૪૯૦

## વ્યર્થ વિષે. ૪૨

વા. ૨૨ અધિકાર અદેખા તણો, મૂરખ સાથે મેળ;
કીર્તી કુળ હીણા તણી, ખોટા સાથે ખેલ. ૪૯૧

વા. ૨૦ અતિ રૂડાં, ઈંદ્રવારણા, લે લક્ષણ સઉ લોક;
કોઇ રસ ચાખે નહીં, ફળ્યાં ફળો તે ફોક. ૪૯૨
જે મોતી ઝાકળ તણાં, વારૂ દિસતાં વાન;
નાક ન પેરે નારિયો, કુંડળ થાય ન કાન. ૪૯૩
ચીતારા બહુ ચીતરે, સુંદર ઘોડા ગજ;
બારણિયે બંધાય નહિ, કોઈ સવારી કજ્જ. ૪૯૪
જ્યમ લાડૂ સમણાં તણા, નૌતમ મીઠા નેટ;
સ્વાદ ઘણો પણ સ્વપનનો, પલક ભરાય ન પેટ. ૪૯૫
તાતિ બાંધિ તરવાર જે, શોભે સામદ શૂર;
રણ દેખી કંપી હઠે, આવે ખોઈ નૂર. ૪૯૬
ગાજે ગગને ઘન ઘણો, બ્રહ્માંડ ભજવે ભાત્ય;
તેથી કણ પાકે નહીં, વરસે નહિ વરસાત. ૪૯૭

નવાણ ખોદ્યાં નિર્મળાં, દઢતા રાખી ધીર
તેથી તરશ છિપે નહીં, નહિ જો મીઠાં નીર. ૪૯૮
કર્યું કોડિયું કારમું, મેલી દીવટ ભેળ;
એથી અજવાળુ નહીં, જો તેમાં નહિ તેલ. ૪૯૯
કરે મનોરથ માનવી, આદરિ અદકા અર્થ;
તેથિ ન તોળે વાણિયો, ગાંઠે નહિ જો ગર્થ. ૫૦૦
નામ શ્રેષ્ટ પણ દામ નહિ, કરવા કારજ કોડ;
જોર વિના જીતે નહીં, હાર જીતની હોડ. ૫૦૧
બધિર રાગને શું કરે, ગુંગો શું કરે ગીત;
પાપિ પુન્યને શું કરે, રોતાથી શી પ્રીત. ૫૦૨
સુમ કિર્તિને શું કરે, લોભી શું કરે લાજ;
અવગુણિ ગુણને શું કરે, આળસુ શું કરે કાજ. ૫૦૩
કાયર શું કરે શસ્ત્રને, જરને શું કરે જોગિ;
નારિ નપુંસક શું કરે, ભસ્મ શું કરે ભોગિ. ૫૦૪
વર્ત્તિક વિપ્રને શું કરે, નગ્નને શું કરે ચોર;
વૈદ શું કરે નિરોગિને, શું કરે રવી ચકોર. ૫૦૫
હાથી શસ્તો હોય પણ, કામ કશું કુંભાર;
મૂલ કશું તે માણશે, ભરે ગર્ધવે ભાર. ૫૦૬
નૌતમ નાગર વેલડી, પરઠે જેનાં પાન;
ઊંટ બિચારો શું કરે, ચરે થોરિયા રાન. ૫૦૭
ખાખરની ખિશકોળડિ, શો સાકરનો સ્વાદ;
મૂર્ખ શું માણે માનને, વૃથા કરે શો વાદ. ૫૦૮
વા. ૨૩ નામ રૂપે નવ રાચિયે, જો ગુણ હીણા હોય;
કનક નામ ધંતૂરનૂ, કડાં ન પહેરે કોય. ૫૦૯
ઘેલા આગળ વાતડી, સાની આગળ શોક;
સ્વાર્થી આગળ પ્રીતડી, જે કરવી તે ફોક. ૫૧૦

## મળતા જોગ વિષે. ૪૨

વા. ૩૫ અંગ અગ્નિ અદકો હતો, તેમાં રેડ્યું ઘૃત;
રાળ, ઘાસ, ગંધક ભળ્યો, ભડકો ઊઠ્યો તર્ત. ૫૧૧
મીની આગળ પય ધરે, અગ્ની આગળ ઘૃત;
ભુખ આગળ ભોજન ધરે, તો તે વણસે તર્ત. ૫૧૨
વા. ૧૪ વસ્તુ પડી હોય વાટમાં, પ્રથમ જાય ત્યાં જેહ;

તરેત હાથ તેને ચડે, તેમાં નહિ સંદેહ. ૫૧૩

વા. ૪૭ મર્કટને મદિરા ચડી, વીંછી વળગ્યો ૧વેદ;
વળિ જો વ્યંતર વળગિયું, ભણે ઘણેરા ભેદ. ૫૧૪
વાઘ નેં વળી વકારિયો, કે છંછેડ્યો સાપ;
રોસ તજે નહિ રૃદયથી, પ્રગટે પૂરાં પાપ. ૫૧૫

## एकथी एक चडता विषे. ૪૪

વા. ૨૧ પ્રીત ગળી સાકર થકી, તપ નિર્મળ ૨શશિ દીઠ;
સત્ય વડું સાગર થકી, ગરજ અમૃતથી મીઠ. ૫૧૬
દુર્જન કડવો ઝેરથી, નેત્ર રવીથી તેજ;
મોંઘું માન મણી થકી, ક્રોધ અગ્નિથી એજ. ૫૧૭
અન્ન સજિવનથી અધિક, સંતોષ શ્રીમંત સુખ;
સ્વારથ સૂખ થકી સગો, કુર્સ્ત્રા કરજથી દુઃખ. ૫૧૮
વિવેક વડો વિદ્યા થકી, લક્ષ્મીથી રતિ લહેર;
જશ જીવે ચિરંજીવિથી, પ્રીછો રૂડી પેર. ૫૧૯
કાજળથી કાળો કપુત, તનથી વહાલી લાજ;
દાન દૂધથી ઉજળું, કુળ અજવાળાં કાજ. ૫૨૦
નરમાઇ નિર્મળ નીરથી, અન્ન નિશાથી ચોર;
ગુણ આભૂષણથી ઘણો, અદકો એ અંકોર. ૫૨૧
દાન થકી રૂડી દયા, પુન્ય જળ થકી પવિત્ર;
બ્રહ્મ ગ્નાની બ્રાહ્મણ થકી, ઉત્તમ ગણજે મિત્ર. ૫૨૨

## योग्य अयोग्य विचार विषे. ૪૫

વા. ૩૫ સિંહ સઉ જીવને હણે, માંસાહારિ ગણાય;
પણ સઉ મનમાં પ્રીછજો, આપ બચાં નવ ખાય. ૫૨૩
રત્ન જડિત હોય મોજડી, શીશ ન બાંધિ નેટ;
છરી અમૂલક કનકની, કોઈ ન મારે પેટ. ૫૨૪
રાખે પટંતરે ઘણું, તે વારૂ વહેવાર;
પટંતરો જો ભાગિયો, ભાગ્યો સર્વ ભાર. ૫૨૫

વા. ૨૯ રિદ્ધિ સમાને રૂપ છે, કર્મ સમાને બુદ્ધિ;

---

૧સંસ્કૃત ક્રિયાપદ છે. અર્થ "જાણવું"

૨. ચંદ્રથી તપ નિર્મળ દીઠું.

વિવેક વિદ્યા સમ વધે, સંગ સમાને સુદ્ધિ. ૫૨૬

વા. ૩૨ દીઠે રસ્તે સાંચરે, તે નહિ ડહાપણ કામ;
અજાણી વાત ભુલે નહીં, એ નર યોગ્ય ઈનામ. ૫૨૭

વા. ૩૪ પય પાણી કરિ એકઠાં, મેલે હંસ હજુર;
દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર. ૫૨૮
નિરણય શાસ્ત્ર તણો કરે, જાણે સર્વ વિવેક;
એવા પંડિત અતિ ઘણા, હરિ ગુણ જાણે એક. ૫૨૯

વા. ૨૬ ચાળણિ થોથાં રાખિને, કાઢી નાંખે સાર;
સુપડું સારજ સંગ્રહે, છાંડે માંહિથી છાર. ૫૩૦

## દેશાટન વિષે. ૪૬

વા. ૬૭ કોણતણા તમે બેટડા, કોણ તમારો દેશ;
કોણ કારણ અહિં આવિયા, પૂછે વાત નરેશ. ૫૩૧
પૃથવી દેશ અમારડો, તાત તો સરજનહાર;
ઉમેદ છે *ઓળગતણી, લખ્યું હશે કરતાર. ૫૩૨

વા. ૩ મોત થકી જે નવડરે, જ્યાં ધારે ત્યાં જાય;
વાઘ સિંહ કે રાક્ષસો, ન ગણે લેખામાંય. ૫૩૩

## સારૂંતજીને ખોટું લેનાર વિષે. ૪૭

વા. ૩૦ પારિજાત પરિમળ તજી, વીણ્યાં બાવળ ફૂલ;
રતઅમૂલક પરહરી, શંખ સંગ્રહતે ‡સૂલ. ૫૩૪
સિંહ તજી શીયાળશું, પૂરણ કીધી પ્રીત;
ગુણવંતો ગજરાજ તજિ, ચડ્યું ગર્ધવ તુજ ચિત્ત. ૫૩૫
અમૃત તજીને વિખ ગ્રહ્યું, કંચન તજી કથીર;
ગંગાજળ ગમિયું નહીં, ગમિયું છિલ્લર નીર. ૫૩૬

વા. ૪૯ પરિબ્રહ્મને પરહરે, ભજે ભાવથી ભૂત;
તે સ્વર્ગે કેમ સાંચરે, નરક નિવાસી ધૂત. ૫૩૭

## ગજા ઉપરાંત કામ વિષે. ૪૮

વા. ૨૯ કીડીએ કુંજર હણ્યો, શશલે સિંહ શિકાર;
ઉંદરડે અહિને ગળ્યો, ક્ષણ નહિ લાગી વાર. ૫૩૮

વા. ૪૪ માંસ સાચા શાર્દુલનું, શશલો ખાવા જાય;
પંગો ક્યમ પર્વત ચડે, અંત ફજેતી થાય. ૫૩૯

---

*દેશાટનની. ‡ સુખેથી.

## कोने मित्र नजाणवो. ४९

વા. ૯૭ રાજા મિત્ર ન માનવો, જો સોંપી દે પ્રાણ;
શા, સોનીને, સર્પને, માને મિત્ર અજાણ. ૫૪૦

## कोण नशोभे. ५०

વા. ૨૦ માગણ મેલે લૂગડે, વેશા વરસે વૃદ્ધ;
વણ વિદ્યાયે વિપ્ર તે, શોભે નહી સમૃદ્ધ. ૫૪૧

## निंदा विषे. ५१

વા. ૨૧ વંદે તે વૈકુંઠ વસે, ન્યાય એજ [5]નિર્વાણ;
નંદે તે નરકે જશે, પડશે રૈરવ ખાણ. ૫૪૨

## मूर्ति विषे. ५२

ગોળમોળ ગોળો કરી, કરે પુજનનૂ કામ;
એક આકારે નહીં, વિષ્ણું એનૂ નામ. ૫૪૩

## बगाड विषे. ५३

વા. ૩ ઉપવાસ કરી એક માસના, સ્વર્ગતણા સુખ માટ;
પત મૂકી પછિ પારણે, વ્રત ઉડાડી વાટ. ૫૪૪
રૂડું અન્નજ રાંધિયું, તૃપ્ત થવા મન માટ;
જમતાં ઝેરજ ભેળવ્યું, અન્ન ઉડાડી વાટ. ૫૪૫
પોખ્યો પાળ્યો પુત્રને, માનવ સુખને માટ;
વૃદ્ધપણે તે વધ કર્યો, વંશ ઉડાડી વાટ. ૫૪૬
પ્રમદા પરણ્યો પદમણી, ઘણા ઘડાવ્યા ઘાટ;
પ્રૌઢપણે તે પરહરી, વીર્ય ઉડાડી વાટ. ૫૪૭
જોબનમાં જશ જીતિયો, ધ્રુણિ કીર્તી ગુણ ઘાટ;
ચુકયો ચતુર થઇ વૃદ્ધપણે, વિવેક ઉઠી વાટ. ૫૪૮
નવાણ ખોદ્યાં નીરનાં, ઘણા ચણાવ્યા ઘાટ;
અંતે સર્વ પુરાવિયાં, વિત્ત ઉડાડી વાટ. ૫૪૯

## सारुं जाय त्यारे नरसुं रहे. ५४

વા. ૧૦ છાશ રહે માંખણ ગયે, કંચન ગયે કથીર;
લક્ષ્મી ગયે આળછ રહે, જીવન ગયે શરીર. ૫૫૦

---

[5] અચળ.

## त्रेखड विषे. ५५

વા. ૨૦ માટી, લાકડી, ને ગઢી, એ ત્રણ્યે ઘરમાંહિ:
ધાઓ, વાઓ, ને ધસરકો, ત્રણ્યે વાજાં ત્યાંહિ. ૫૫૧
શિંગ, ડોડિ, ને પોપટો, ધારો ત્રણ્યજ ધાન;
વેલ, વૃક્ષ, ને કંદ તે, ફળ, ફૂલો, ને પાન. ૫૫૨
બાળ, યુવા, ને વૃદ્ધ તે, વારૂ ત્રણ્યે વેશ;
અધ ઉરધ ને અંતરિખ, ત્રણ્ય દેવતા દેશ. ૫૫૩
ધાર, માર, ને ધગડકો, સાચાં ત્રણ્યે શસ્ત્ર;
[1]વણુ, શણુ, ને વળિ હીર તે, વારૂ ત્રણ્યે વસ્ત્ર. ૫૫૪
ખાટું મીઠું, ને ગરગરૂં, શોભિત ત્રણ્યે સ્વાદ;
જન્મ, પરણુ, ને જર જડણુ, એ ત્રણ્યે આલ્હાદ. ૫૫૫
મરણ, જાન, અપમાનએ, ત્રણ્યે સાચા શોક;
પાણુ, ધાત, ને કાષ્ટ એ, જર ત્રણુ જાણે લોક. ૫૫૬
હા, હુંકારો, જી કહે, ત્રણ્યે વારૂ વાત;
પુછવું, પ્રિછવું, પરખવું, ડહાપણ ત્રણ ખરિ ખ્યાત. ૫૫૭
વિવેક, વિદ્યા, ને વિનય, ભારે સદ્ગુણ ભોગ્ય;
નિમ, નિર્મળ, ને નમ્રતા, જાણો ત્રણ્યે જોગ્ય. ૫૫૮
વિદ્યા તો આપે વડી, લક્ષ્મી, ત્રીજુ ભાગ્ય;
એથી અદકું શોધતાં, જડે નહીં કો જાગ્ય. ૫૫૯

## केना आगळ सऊ हाथ ओडे. ५६

વા. ૩ રાજા રાણા રિધપતી, અનમી અને અનાથ;
સસરા આગળ સર્વકો, હેતે જોડે હાથ. ૫૬૦

## स्त्रिये सासु ससरानी सेवा विषे. ५७

વા. ૫૮ વીશ કોટિ વ્રત આચરે, પ્રણમે સઉને પાગ;
સાસુ શ્વસુરને દૂભતાં, એમાં ઊઠે આગ. ૫૬૧
સર્વ કથાઓ સાંભળી, નેક ન રાખી ન્યૂન;
સાસુ શ્વસુરને દૂભતાં, પ્રલય થાય સહુ પુન્ય. ૫૬૨
સાસુ શ્વસુરને જે દુભે, વળિ લોપે જે વાણ;
વીશ જનમ રહે વાંઝણી, ભાખે વેદ પુરાણ. ૫૬૩

---

૧ કપાસ.

## वेहेमी विषे. ५८

વા. ૨૯ જાણ્યા જોશી તેડિયા, ભુવાને પૂછ્યા મેળ;
લક્ષ્મી ખરચી લક્ષધા, ખાતર ઉપર દિવેલ. ૫૬૪

## बीकण विषे. ५९

વા. ૩૪ બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, કાયર તે કહેવાય. ૫૬૫
કાયરમા કાયર કહું, મોટો કાયર જેહ;
અભ્યાગત આવે ઘરે, આદર ન કરે એહ. ૫૬૬

## श्वासोश्वास विषे. ६०

[1]એકવિ સહસ્રને છસેં, [2]સોહં અજપા જાપ;
દિવસ નિશામળિ દેહને, વેદ પુરાણે છાપ. ૫૬૭

## प्रचुर्ग विषे कोण सुखी वगेरे. ६१

વા. ૩૪ સંપત્તી ઘરમાં ઘણી, દેહ નિરોગી હોય;
પરદેશે જવું નવ પડે, સુખિયો કહિયે સોય. ૫૬૮
સંતોષી સઘળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે રૂણ નહી, સુખિયાનો સરદાર. ૫૬૯

### કોણ દુખી.

મૂરખ સુત છે જેહને, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દૂખિયો સોય. ૫૭૦
દુખિયા કહું હું કેટલા, સાંભળ શામા વાણ;
ભૂખ દુઃખ કૂભારજા, દુખિયો એજ પ્રમાણ. ૫૭૧

### કોણ મુઓ.

મૂરખ તે પહેલો મુઓ, બીજો જેને રોગ;
ત્રીજો [3]પરદેશી મુઓ, ચોથો પરવશ ભોગ. ૫૭૨

---

૧ એ પ્રમાણે ગણતાં દરમિન્યુટમાં ૧૫ શ્વાસોશ્વાસ થાય.

૨ એવી કલ્પના કરીછે કે શ્વાસ લેતાં અને મૂકતાં, "હંસઃ સોહં" એવો ઘોષ થાયછે. તેનુ નામ અજપા જાપ, એટલે વગર જપે જપાય છે. તેનો અર્થ એછે કે આત્મા તે હું.

૩ બુદ્ધિ ન હોવાથી કોઈ સાથે મળી ન જતાં અતડો પરદેશી થઈને રહે પણ જ્યાં રહે ત્યાંનો વતની જેવો થઈ શકે નહિ તે.

મૃત્યુક એવાં અતિઘણાં, તેમાં નહિ કાંઈ ભેદ;
મોટું મરણ દરીદ્ર છે, વાણી બોલે વેદ. ૫૭૩

કોણ રાજા.

એક રાય પૃથવીપતી, બીજો ધનવંત જેહ;
એવા રાય અનેક છે, મોટો રાજા મેહ. ૫૭૪

કોણ રાંક.

એક પશુ જે પરવશે, બિજું બાળ કહેવાય;
રાંક શિરોમણિ કન્યકા, પરણાવે ત્યાં જાય. ૫૭૫

કોણ શત્રુ.

ક્રોધ લોભ મહા મોહ છે, મદ *મછર અહંકાર;
સઉથી મોટો કામ છે, શત્રુતણો સરદાર. ૫૭૬
અજીત જીતાએ નહીં, નાંખે નરકને ઠામ;
માટે સહુકો જાણજો, મોટો શત્રુ કામ. ૫૭૭

કોણ મિત્ર.

સ્નેહ કરે જે શુદ્ધમન, કહે મનડાની વાત;
રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંઘાત. ૫૭૮
મિત્ર માનિયે તેહને, જેની બુદ્ધિ પવિત્ર;
અંતસમે અળગી નહીં, ૫મહિલા મોટો મિત્ર. ૫૭૯

શું સારૂં.

ખાવું પીવું ખરચવું, મોટમપદ નિર્વાણ;
સઉથી સારૂં આપવું, પંચે કર્યું પ્રમાણ. ૫૮૦

શું ભુંડું.

ભુંડું કરવું કાશકું, ભુડો ઉચકવો ભાર;
સઉથી ભુંડું માગવું, સુમ કહેવો દાતાર. ૫૮૧

કોણ સગું.

સગો બાપને બેટડો, સગો કામની કંથ;
સગો સવારથ જાણજો, ચતુર વિચારી અંત. ૫૮૨

કોણ વહાલું.

વહાલું બાળક બારણે, વહાલી નારી નેટ;
કરી પરીક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ. ૫૮૩

કોણ મોટું.

---

*અદેખાઈ. ૫સ્ત્રી

શ્રીમંત મોટો સૃષ્ટિમાં, તેથી મોટો રાય;
દાતા મોટો સર્વથી, જે કીર્તી ચિત સહાય. ૫૮૪

કોણ નહાનું.

ન્હાનો નિર્ધન નિર્ગુણી, ન્હાનો દુઃખ સમેત;
ન્હાનો સઉથી [1]નાતભ્રષ્ટ, સાંભળજો ધરિહેત. ૫૮૫

## स्वभाव विषे. ६२

વા. ૫૨ ઓષડ છે સઉ રોગનાં, ઉપાય સોના હોય;
સ્વભાવનૂ ઓષડ કશું, કરી શકે નહિ કોય. ૫૮૬

## सासु वहुनी अदेखाइ. ६३

દુનિયા મધ્યે દેખિયે, વહુ સાસૂને વેર;
તે સુખ દેખી નવ શકે, જુવતિ જાતમાં ઝેર. ૫૮૭

## साहस विषे. ६४

વા. ૩૬ અણ સમજ્યું ઉતાવળું, કામ ન કરિયે કોય;
સીંચે માળી સોગણાં, રતવિણ ફળ ન હોય. ૫૮૮

## इश्वर ज्ञान विषे. ६५

વા. ૧૯ ધર્મ શાસ્ત્ર ધ્યાને ધર્યું, શુણજો મહિમા સાર;
મારગ સઉના જૂજવા, કહેતાં નાવે પાર. ૫૮૯
કો કહે મુક્તી ધ્યાનમાં, કો કહે જપ, તપ, વ્રત;
કો કહે દાને, યજ્ઞમાં, કો કહે [2]તારક તંત. ૫૯૦
કો કહે પૂજો પ્રતિમા, કો કહે ન્હાઓ નીર;
કો કહે શોધો સ્વાતમા, કો કહે શુદ્ધ શરીર. ૫૯૧
વૈષ્ણવ જન વિષ્ણૂ કહે, વ્યાપક સગળે જગત;
શિવમાર્ગી તો શિવ કહે, શક્તી માર્ગી શક્ત. ૫૯૨
વામવાદિ તો વામ કહે, કહે વૈરાગી રામ;
પંડિત પરમેશ્વર કહે, નૌતમ જૂદાં નામ. ૫૯૩

---

[1] કેટલાકને આ વાત ખોટી લાગશે, પણ જેને વીતી હોય તે જાણે. આ વખતમાં પણ કઠણ પડે છે, તો શામળની વખતમાં અતિ કઠણ હોય તેમાં શી નવાઈ છે?

[2] તારક મંત્ર ઓંકાર.

મન અટકે જ્યાં જેહનૂ, ત્યાં તેનો વિશ્વાસ;
તે રૂપે તેને મળે, પ્રીત પ્રભુની પાસ. ૫૯૪
ઉપનું સર્વે તેજથી, તેમાં સર્વ શમાય;
જીવ મળે જઈ તેજમાં, તેનો કહું ઉપાય. ૫૯૫
દુખ આવેછે દેહમાં, ગાત્ર શિથિલ થઇ જાય;
કરાર થાય કવાથથી, ઉઠી બેઠા થાય. ૫૯૬
જિવ ઉપજે જે તેજથી, મન લે તેનો મર્મ;
સમદૃષ્ટે દેખે સહુ, ભાસે એકજ બ્રહ્મ. ૫૯૭
પરપોતે જાણે નહીં, મન નવ ભાસે ભેદ;
હું તું લક્ષણ લે નહીં, ખરો નપામે ખેદ. ૫૯૮
નર નારિનો પટંતરો, પ્રીછે નહિ તે પાર;
સુખ દુખમાં સમજે નહીં, વાણિ કહે વેહેવાર. ૫૯૯
ઝેર અમૃત જાણે નહીં, ભુંડું રૂડું ભેદ;
સ્તુતિ નિંદા સમજે નહીં, ખરે ખોટે નહિ ખેદ. ૬૦૦
રીઝે કે ખીજે નહીં, આનંદ રૂપ અતીશ;
સ્વારથ સ્વાદ સુરત નહીં, સગળે દેખે ઈશ. ૬૦૧
તેહ દેહ જ્યારે પડે, ભૂતે ભૂત શમાય;
તેજ તેજમાં જઈ ભળે, જિવ ફીટી શિવ થાય. ૬૦૨

## जैन वगेरे मत विषे. ६६

વા. ૬૦ શ્રાવક શિવ સેવા તજે, તજે ગુણવતી ગંગ;
વેદ વચન વિપ્રને તજે, રેદમારગપર રંગ. ૬૦૩
શંખેશ્વર શેત્રુંજની, જાત્રે જરૂરી જાય;
સુમેદશિખરે સંચરે, અભડાયાં અન્ન ખાય. ૬૦૪
જૈને શાસ્ત્ર જે લખ્યા, તે તે પાળે ધર્મ;
પાળે વચનો ગુરુતણાં, ગણે ન કર્મ કુકર્મ. ૬૦૫
દિગંબરો દેરાસરી, કામણ ટુંમણ કોડ;
વશીકરણ વિદ્યા વિષે, હાકી જીતે હોડ. ૬૦૬

## गोसांइजी विषे.

ગોસાંઇ ગુરુ જેહના, સમર્પણી સરદાર;
તનમન સોંપે તેહને, નિર્મળ સોંપે નાર. ૬૦૭
વૈષ્ણવ વૈષ્ણવ આચરે, રાસમંડળી રીત;

વસંત એલ વૈષ્ણવા, પરસ્પરે બહુ પ્રીત. ૬૦૮

કોઇક વૈષ્ણવ સ્વાદના, કોઇક વૈષ્ણવ ભોળ;

કોઇક વૈષ્ણવ રાંડુઆ, રાંડિરાંડના રોળ. ૬૦૯

છાપાં કરેછે છેલડાં, મોટી ઘાલે માળ;

વ્યભિચારે વગોતા ફરે, કામનિયોના કાળ. ૬૧૦

## बीजमार्ग विषे.

બીજો મારગ બીજનો, કહે ધણીનો ધર્મ;

નર નાર્યો મળિ એકઠાં, કરેછે કૂડાં કર્મ. ૬૧૧

કુંડાં વહેંચે કોળિયા, લેછે વરણ અઢાર;

ભૂર ભ્રાંત ગણતા નથી, વાધે છે વ્યભિચાર. ૬૧૨

કાંચળિયો પંથ કારમો, એક પુરૂષ એક નાર;

ઊંચ નીચ મળે એકઠાં, ભામનીઓ ભરથાર. ૬૧૩

કાંચળિયો ભરિ કુંભમાં, આપે એક એક હાથ;

એક પુરૂષ એક પ્રેમદા, સુખે રમે તે સાથ. ૬૧૪

## प्रणामी तथा कबीर पंथ विषे.

ત્રિજો ધર્મ છે તારતમ, સત સાહેબ કહે સર્વ;

છેક છોછ નથિ તેહમાં, ઘણો ધરે છે ગર્વ. ૬૧૫

વ્યભીચાર તો પ્રથમ ત્યાં, આપ મળે એકાંત;

સાચું સગપણ સ્વામિની, ભાવે નગણે ભ્રાંત. ૬૧૬

## वाममार्ग विषे.

ચોર ધર્મ ચોથો ચતુર, વામી વડ અવિવેક;

પરથમ પંચ [1]મકાર ત્યાં, ન્યાવટ શાંની નેક. ૬૧૭

પંચમ તેમાં પાંચમું, અધિક ગુહ્ય એકાંત;

તેમાં નર નારી તણી, ભાવે નગણે ભ્રાંત. ૬૧૮

## वेरागी विषे.

વા. ૩૨ જર નમળ્યે જોગી થયા, ભૂએ ચોળિ ભભૂત;

વેપાર વણ વરતિક થયા, એ ક્યાંના અવધૂત. ૬૧૯

ફકીરિ લીધી ફકરથી, ભખવિણ માગી ભીખ;

[1] મંત્ર, મુદ્રા, મદ્ય, માંસ, મૈથુન.

થયા વેરાગી વસ્ત્રવિણ, સિદ્ધતણી તે શીખ. ૬૨૦
ભગવાં રંગીને ભમે, કપટે રાખે કેશ;
રાચે નહિ હરિ સાચવિણ, વગોવાય એ વેશ. ૬૨૧

## सर्वं धर्मोनो साधारण विचार. ६७

વા. ૬૦ નિંદા કોઈની નવ કરૂં, નકરૂં કૂડાં કર્મ;
તરૂણી કોઇએ તજિ નહીં, ધાર્યા સઘળા ધર્મ. ૬૨૨
વ્યાસપિતા શુકદેવનો, ઉત્તમ આડે આંક;
માણી મછગંધા તહાં, બીજાનો શો વાંક. ૬૨૩
હરતો ફરતો હાલતો, ખાતો કરતો ખેલ;
લે પચખાણ પ્રમદા તણાં, મળે એહ ક્યાં મેળ. ૬૨૪
કામ અજિત જીતાય નહિ, કૂડ કરે તે ફોક;
પચખાણ તે પાખંડનાં, લે સાચું કયમ લોક. ૬૨૫
દાનવ માનવ દેવતા, રંક રાય નર [3]વામ;
તે કોણે જીતાય નહિ, એહ અજીત છે કામ. ૬૨૬
કામ નજીત્યો બ્રાહ્મણે, કામ નજીત્યો રંક;
નવ જીત્યો વૈરાગિયે, એતો આડો [1]આંક. ૬૨૭
અન્ન ખાય પાણી પિયે, તેણે નવ જીતાય;
મન ઇંદ્રિયો મરે નહીં, ગુણ ગણિ ગીતા ગાય. ૬૨૮
વેષ ધરીને વરતિયા, પોષણ કરવા પેટ;
કુડા કામ જીતું કહે, તેતો દૈવની વેઠ. ૬૨૯
ભણ્યા ગણ્યા જે બ્રાહ્મણો, મહાપંડિત મહા મૂલ્ય;
કામ જિત્યું કુડા કહે, આડિ વાટની ધૂળ. ૬૩૦
વેષધરો વેરાગિયો, ભલિ ભલિ ભાખે ભાખ;
કુડા કામ જીતું કહે, તેતો સર્વે રાખ. ૬૩૧
સન્યાસી કે શેવડા, જોગી જંગમ જાણ;
કામજિતું કુડા કહે, તેતો પોઢા પહાણ. ૬૩૨
કામ નજીત્યો દ્રૌપદી, કામ નજીત્યો સીત;
કામ નજીત્યો [2]રેણુકા, એવો કામ અજીત. ૬૩૩
વેરાગણિયો વૈતરી, જોગણિયો પણ જૂઠ;
શેવડિયો શામાત્રમાં, એ સહુ માથાકૂટ. ૬૩૪

---

1 રેકમના આંકડા ઉપર છેલો આળાઇયો કરેછે તે. જેમ ૧૦૩૪) એટલે ૯૯. 2 પરશુરામની માતા. 3 સ્ત્રી.

કાંસૂરી કાં સાધવી, કાં નીચી કાં ઉંચ;
કાં રંભા કાં સંખણી, મુખ જેને નહિ મૂછ. ૬૩૫

## સમશ્યાઓ વિષે. ૬૮

વા. ૬૭ નિત્ય નિત્ય પાવક પરજળે, મૃતક સજીવન થાય;
સમશા. તેથકિ મેહેલ ઉંચેરડો, એ એંધાણે રાય. ૬૩૬

ઉત્તર.

અગ્નિથકી લોહું ગળે, જીવતી ધમણ ધમાર;
મંદિર લહ્યું મેં માનની, ઓળખિયો લુહાર. ૬૩૭

સમ જેથિ મોહ હું પામતી, તેનૂ છેદે શાંશ;
તેને ઘેર થઈ આવજો, રવિ આથમતે દીશ. ૬૩૮

ઉ. નિર્મળ વાડિ વનસ્પતી, નિર્મળ નીરશું નેહ;
પુષ્પો વીણે પ્રીતશું, માળી મંદિર તેહ. ૬૩૯

સ. જેહ સમારે તુજને, તેને સમારે જેહ;
તેથી મહેલ ઉંચેરડા, સહિ એંધાણે એહ. ૬૪૦

ઉ. શોભા દે સઉ લોકને, જેને ઉજ્વળ કામ;
પ્રીતથી પ્રીછો તમો, ધોબી એનૂ નામ. ૬૪૧

સ. જેને ખાધે વિખ ચડે, તેને જે કો ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણે રાય. ૬૪૨

ઉ. ગિરિશિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનનિ એતો મોર. ૬૪૩

સ. કુરંગ હેમ સરીખડો, પુંછ પિવંતો નીર;
તે મેલું મુજ બારણે, આવજો આણી ધીર. ૬૪૪

ઉ. દિવસે મારે કામની, કુળમાં કરે ઉદ્યોત;
ઘર ઘર અજવાળું કરે, જીવતી દીપક જોત. ૬૪૫

સ. મુખે મધૂરૂં બોલતો, ચતુર પુરૂષ વશ હોય;
તેનો શબ્દ શુણિ આવજો, જેમ નજાણે કોય. ૬૪૬

ઉ. ભોગી માણે ભૂપતી, તેને વહાલો તંત્ર;
બોલે બેશી જોસથી, જીવતી તેતો જંત્ર. ૬૪૭

સ. અઢકો વરણ અઢારમાં, જેવડે નૃપનૂ રાજ;
એ જાણીને આવજો, જાત અમારી આજ. ૬૪૮

ઉ. ડાહ્યો અકલે આગળો, સર્વ કળાનો સૂત્ર;

નારી મેં તે ઓળખ્યો, વણીક કેરો પુત્ર. ૬૪૯

સ. અમુલ્ય બે જે.તમકને, જળમાં નિપજે જેહ;
એબે કરિયે એકડાં, તાત અમારો તેહ. ૬૫૦

ઉ. અમુલખ બે તો નેણછે, જળમાં કમળ સુધામ;
નારી તેં મુજને કહ્યું, નેણકમળશા નામ. ૬૫૧

સ. આઠ કડકે નર નીપજે, બે નારી નર ચાર;
નપુંસક તેમાં બે વસે, તે હું તજિશ ભરથાર. ૬૫૨

ઉ. ભોગીને મન ભાવતો, રામા સાથે રંગ;
પૃથિપતિ કહે મેં પરખિયો, પ્રમદા તેહ પલંગ. ૬૫૩

સ. મુખનૂ મંડન સર્વનૂ, જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નાથ ગયા જો ગામ. ૬૫૪

ઉ. ચરવણ કરતાં ગોગણું, વળે હોઠનૂ વાન;
કામાતુર થાય દેખતાં, પ્રમદા તે તો પાન. ૬૫૫

સ. સુંદર જળ સરોવર ભર્યું, જ્યાં બૂડે સઉ કોય;
પણ કોઈ પી નવશકે, તમવિણ તજીશ સોય. ૬૫૬

ઉ. તેજ વધે તે દેખતાં, કામનિ વાધે કામ;
ભોગી નરને ભાવતું, નિશ્ચે દર્પણ નામ. ૬૫૭

સ. સોળ સખી સાથે રમે, વહાલા ત્રણ્ય કુમાર;
તેહ તજ્યા મેં આજથી, અંતર દાઝ અપાર. ૬૫૮

ઉ. રાજે લેતાં રાજવી, દેખંતામાં એહ;
હાર જીત હોડે કરે, શામા સોગઠાં તેહ. ૬૫૯

સ. શત આઠ પરોવ્યા, શૂળિયે, નારી કહાવે નામ;
હાથમાં રાખિશ હેતથી, જુગતે આઠે જામ. ૬૬૦

ઉ. હોય ખરૂ મનતો મળે, ઈશ્વિર આપોઆપ;
માનનિ તેં માળા કહી, જપતાં છૂટે પાપ. ૬૬૧

સ. જેને ખાધે વિખચડે, તેનો શત્રુ થાય;
તે ઊપર વાહન કરે, કરેજો તુજ રક્ષાય. ૬૬૨

ઉ. અહિને ખાધે વિખચડે, ગરૂડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, જરૂર તે જદુરાય. ૬૬૩

સ. નારી બોલી નેહશું, જોછો ચતુર સુજાણ;
પાંચ પપા પ્રિય પુરૂષને, તેનાં કરો વખાણ. ૬૬૪

ઉ. પાન પાગ નેં પદમણી, પરિમળ નેં પોશાખ;

પાંચે પ્યારાં પુરૂષને, સાચું સમજી રાખ્ય. ૬૬૫

સ. ધન્ય ધન્ય તારી સૂજને, ધન્ય ધન્ય રાજકુમાર;
કામનિ વહાલા પાંચ ક, એતો હવે ઉચાર. ૬૬૬

ઉ. કાજળ કંકૂ કંચવો, તથા કસુંબો કંથ;
પાંચે વહાલા પદમણી, શુણ તું જે પૂછંત. ૬૬૬

સ. જુગતુ બોલે જાણિતા, લાગી મનશું રાડ;
પાંચ કકા મુજમાં નથી, તે તું કહિ દેખાડ. ૬૬૮

ઉ. કૂડ કપટ કૂલક્ષણો, કૂડી જાત કુનાર;
પાંચ નથી તે તુજ કને, સાંભળ રાજકુમાર. ૬૬૯

સ. જે મધ્યે ગંગા વહે, જટા ધરાવે શીશ;
નેત્ર ત્રણ્ય પણ તે કદી, નહિ ઉમયાપતિ ઇશ. ૬૭૦

ઉ. રાજા કહે સુણ સુંદરી, શું પૂછ્યું મુજ એહ;
તેં ભેદ કરી ભાળવ્યાં, શ્રીફળ કહિયે તેહ. ૬૭૧

સ. એક નરે નરને ગળ્યો, તથી શોભે તંન;
તેહ તમારી પાસ છે, જાણી લ્યો રાજંન. ૬૭૨

ઉ. રાયહશીને બોલિયો, શું પૂછ્યું તેં એહ;
બહુ ભેદ કરિ ભાળવ્યો, જામો કહિયે જેહ. ૬૭૩

સ. ઉત્તમ કુળથી ઉપની, તાતતણો જે તાત;
તે સાથે વીવા કર્યા, સમજો સજ્જન વાત. ૬૭૪

ઉ. મહિપતિ કહે માનું ખરૂં, તમે કહોછો જેહ;
તે શામા અમે સમજીયા, [1]તક નામ છે તેહ. ૬૭૫

સ. નારિ ઉપર બે નર ચડ્યા, તેહ તળે બે નાર;
કહી બતાવો કામની, પૂછે રાજકુમાર. ૬૭૬

ઉત્તર ઉઢાણી, ગાદી ઉપર બે ઘડા.

સ. નારી હાથે નર રેહે, નરથી વહાલો જેહ;
રાય કહે શુણ કામની, ઉત્તર ચૂડો એહ. ૬૭૭

સ. ફાળ ભરે પણ મૃગ નહીં, નહિ શશલો નહિ શ્વાન;
મો ઊંચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ. ૬૭૮

ઉત્તર દેડકો.

સ. નારી પણ નિર્બળ નહિ, કાળી પણ નહિ કોલ;
વસે દરે સાપણ નહિ, ઉત્તર એનો બોલ્ય. ૬૭૯

---

[1] છાશ.

ઉ. તરવાર.

સ. પઢતો પણ પંડિત નહીં, પુર્યો પણ નહિ ચોર;
ચતુર હોય તો ચેતજે, મધુરો પણ નહિ મોર. ૬૮૦

ઉ. પોપટ.

સ. તૃષવાહન પણ શિવ નહીં, નહિ બ્રહ્મા મુખ ચાર;
જળ પૂરણ સરોવર નહીં, જાતે જોતાં નાર. ૬૮૧

ઉ. પાણીની પખાલ.

સ. સપ્ત નર બાંધ્યા તાંતણે, મળિ એવા નર ચાર;
તેહ બતાવો રાયજી, તેની થઈ એક નાર. ૬૮૨

ઉ. ચોરી.

સ. પશુ નહીં પણ ચાર પગ, એક વાંસો બે શીશ;
બાળક તેના પેટમાં, જાતે [૧]પંઢ કહીશ. ૬૮૩

ઉ. ઘોડિયું.

સ. નર એક ફરતો ફૂદડી, માથે શીંગજ એક;
ચાંચવિના ચૂગે ઘણું. વરણવિ કરો વિવેક. ૬૮૪

ઉ. રેંટીયો.

વા. ૩૩સ. પગ પાખી જે પરવરે, વદન વિના ગાજંત;
શ્વેત અને વળિ શામછે, અજાચીક જાચંત. ૬૮૫

ઉ. કાગળ, સોગઠી, પડાઈ, વહાણ, પખાજ, ચકડોળ, વરસાદ, અને રેંટિયો.

વા. ૭ સ. નીરવિના જે નીપજે, પાપે પેદા થાય;
તેને જીતે જેવલો, એ અમને કહો રાય. ૬૮૬

ઉ. દુકાળ.

સ. શિંગ સહિત તો જનમિયો, જોબનમાં શિંગ જાય;
વૃદ્ધપણે શિંગ ઊપજે, એ અમને કહો રાય. ૬૮૭

ઉ. ચંદ્ર.

સ. હાથ ચરણ મુખ નાસિકા, સાથે પંથ પળાય;
અન્ન ઉદક ખાયે નહીં, એ અમને કહો રાય. ૬૮૮

---

[૧] નપુંસક.

ઉ. પડછાયો.

સ. જનમ્યો ત્યારે દશગણો, જોબનમાં ઝંપાય;
વૃદ્ધ થતાં વાધે ઘણો, એ અમને કહો રાય. ૬૮૯

ઉ. પડછાયો.

સ. જૂનાગઢ ઉપર વસે, પંદર પળ કહે જેહ;
કંથ કરી થાપું તને, કહો અમને જો એહ. ૬૯૦

ઉ. પાઘડી.

સ. જુવતી જાતે ઉજળી, મુખ નાસા ને નેણ;
અજ ઉદક નીદ્રા નહીં, વદે ન વદને વેણ. ૬૯૧

ઉ. સર્પની કાંચળી.

સ. નરથી નારી નીપજે, જેથી શોભે નાર;
જરૂર જોઇએ જુવતિને, જેને શિર ભરથાર. ૬૯૨

ઉ. મેશ-એટલે કાજળ.

સ. નવગ્રહમાં જે મુખ્યછે, તેનો [1]સહોદર હોય;
તેને નામે નામ છે, તે મુજ પાસે જોય. ૬૯૩

ઉ. ચાંદલો.

સ. મુખ મંડણ પુરૂષોતણું, દુશમન નગણે જેહ;
નારવડે નર જાણિયે, અમ આગળ કહો એહ. ૬૯૪

ઉ. મુંછ.

સ. વદનશામ ગોરૂં વપુ, અમી ઝરંતી આપ;
તેના સૂત્તથકી મટે, વિજોગિનો સંતાપ. ૬૯૫

ઉ. લખાણના અક્ષર.

સ. ઇંદ્ર વાહનથી ઉપજે, નારી દશ કે બાર;
તે નરતો નારી કને, જેનૂ ભાગ્ય અપાર. ૬૯૬

ઉ. ચૂડો.

સ. સિંધુ સુતા પતિનો તનુજ, તેનો રિપુ કહેવાય;
તે પ્રસન્ન તમને સદા, રહેજો રૂડા રાય. ૬૯૭

---

[1] બાઈ.

**ઉ. વિષ્ણુનો પુત્ર કામદેવ, તેનો રિપુ શિવ.**

સ. અમલ જેહનો પોસમાં, તેને નામે નામ;
તેના ચોરને મારિયો, મારે તેનૂ કામ. ૬૯૮

**ઉ. સીતાનો ચોર રાવણ, તેને રામે માર્યો.**

સ. પવન ભખ્ખણ અરિપર ચઢે, તેની સ્ત્રીનો તાત;
તેપર પથરા પાથર્યા, એ આપે સુખ સાત. ૬૯૯

**ઉ. સર્પનો શત્રુ ગરૂડ, તેના સ્વારની સ્ત્રી લક્ષ્મી, તેનો પિતા સમુદ્ર તે ઉપર રામે પાળ્ય બાંધી.**

સ. પેટ વચે પગ જેહને, તેને નામે નામ;
તે ધારણ મુજને મળે, અંતે એનૂ કામ. ૭૦૦

**ઉ. હળ ધર બળદેવ.**

વા. ૧૫ મેં જાણ્યું તે મેં કહ્યું, મુઠી મુડામાં જેમ;
બિંદૂ બધા સમુદ્રમાં, ભૂમાં રજકણ તેમ. ૭૦૧

વા. ૫૮ ગુણવંતા ગુણ ગુણ ગણી, સુપડાવત લે સાર;
ચિત મૂરખનૂ ચારણી, અવગુણનૂ ગ્રહનાર. ૭૦૨

વા. ૬૮ શ્રોતા વકતા સાંભળી, કવિતા એ કરજોડ;
શામળ કહે બોલો સહૂ, જે જે શ્રી રણછોડ. ૭૦૩

**સવૈયો.**

આર્યડિ તીરથમાં અડસઠ, ભરે જળ કુંભ ભલી વિધ ભાઈ;
તેમ કથા અડસઠ તપાશિ, વિષે અડસઠની વ્યકિત જણાઈ;
પ્રેમથિ જે જન પાઠ કરે, દલપત્ત કહે દિલમાં સુખ દાઈ;
તિર્થ હરે તનના મળ, નેં મનના મળ શામળની સતશાઈ. ૧

**દોહરો.**

સંવત [૪]શ્રુતિ [૨]કર [૯]રસ [૧]ધરા, દિવસ સુરસ સુખદાઈ;
અટરસ મય અન્નકુટ થયો, નવરસમય સતશાઈ. ૨

**शामळ सतसाई संपूर्ण.**